# एशियाखंडनी भूगोळ विद्या

ભાગ પહેલો.

બનાવનાર

શા. ભીખાભાઈ છગનલાલ.

આવૃત્તિ પહેલી.



અમદાવાદ

ઢાલની પોળમાં શેઠ. કેશવલાલ ખુશાલદાસના
મકાનમાં "ચન્દ્રોદય પ્રિન્ટીંગ" પ્રેસમાં છાપી.

—o—



સંવત ૧૯૪૫. સન ૧૮૮૯

કિંમત રૂ. ૦-૩-૦

# भूगोळ विद्या प्रथम भाग.

## प्रकरण १ लुं

### ભૂગોળવિદ્યા એટલે ભૂમિનું વર્ણન.

પૃથ્વી ગોળાકાર છે તેની સાબીતીઓ નીચે પ્રમાણે.

૧. નાવિક લોકો ( ખલાશી લોકો ) એક દિશાએથી વહાણ હંકારે છે, ત્યારે જ્યાંથી તેઓ નિકળ્યા હોય છે. ત્યાંજ પાછા આવે છે; જો પૃથ્વી ગોળ ન હોત તો, વહાણ પાછું ફેરવ્યા શિવાય લોક પોતાને દેશ પાછા આવવાને માટે, કોઈ પણ પ્રકારે સમર્થ થાત નહી.

૨. સમુદ્રમાં વહાણ દુરથી નજદીક આવતું હોય, ત્યારે તેના ઉપરના શઢો પેહેલા દેખાય છે, અને નીચલો ભાગ માલમ પડતો નથી, ને જેમ જેમ તે પાસે આવે છે ત્યારે તેનો નીચલો ભાગ માલમ પડે છે.

૩. જ્યારે ચંદ્ર ગ્રહણ થાય છે ત્યારે પૃથ્વીનો પડછાયો ચંદ્ર ઊપર ગોળ પડે છે જો પૃથ્વી ગોળ ન હોત તો તેમ કદી પણ થાત નહી.

૪. જેમ જેમ આપણે ઉત્તર દિશા તરફ જઈએ છીએ તેમ તેમ ધ્રુવનો તારો ઉંચો દેખાય છે.

૫. જેઓ પૂર્વ તરફ રહે છે તે લોકોને સૂરજ વહેલો ઉગતો જણાય છે અને જે પશ્ચિમમાં રહે છે તેઓને મોડો ઉગતો દેખાય છે, જો પૃથ્વી ગોળ હોત તો સૂરજનું અજવાળું એકજ વખતે પૃથ્વીના સઘળા ભાગ પર પડત.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગે છે તેને પૂર્વ દિશા કહે છે.

જે દિશામાં સૂર્ય અસ્ત પામે છે તેને પશ્ચિમ દિશા કહે છે.

જેણી તરફ સૂર્ય ઉગતો દેખાય છે તે દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર ને જમણા હાથ તરફની દક્ષિણ.

## નકશાની દિશાનું વર્ણન.

જો આપણે નકશાની સામે ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર, પગ તરફની દક્ષિણ અને જમણા હાથ તરફની પૂર્વ, ને ડાબા હાથ તરફની પશ્ચિમ.

## ખૂણાનું વર્ણન.

ઉત્તર ને પૂર્વ વચ્ચેનો જે ખૂણો તેનું નામ ઈશાન ખૂણો.

ઉત્તર ને પશ્ચિમ વચ્ચેનો જે ખૂણો તે વાયવ્ય ખૂણો.

દક્ષિણ ને પૂર્વ વચ્ચેનો જે ખૂણો તે અગ્ની ખૂણો.

દક્ષિણને પશ્ચિમ વચ્ચે જે ખૂણો તેનું નામ નૈરૂત્ય ખૂણો.

## પૃથ્વીની સપાટીના ભાગો.

પૃથ્વીની સપાટી ઉપર મુખ્ય કરીને પાણી ને જમીન બેઉ છે તેમાં લગભગ ત્રણ ભાગ પાણી ને એક ભાગ કોરી જમીન છે ભૂગોળ વિદ્યામાં પૃથ્વીની સપાટીના બે બરોબર ભાગ કર્યા છે તે બેમાં એકનું નામ પૂર્વ ગોળાર્દ્ધ અને બીજાનું નામ પશ્ચિમ ગોળાર્દ્ધ પાડયું છે. આ બંને ગોળાર્દ્ધમાં પાણીથી ઘેરાયલી ઘણી જમીન છે, ( ખરૂં જોવા જઈએ તો દરેક મોટો દ્વીપ છે.) પૂર્વ ગોળાર્દ્ધ માંહેલી જમીન તે પૂર્વ માહાદ્વીપ અને પશ્ચિમ ગોળાર્દ્ધમાં આવેલી જમીનને પશ્ચિમ માહાદ્વીપ કહે છે.

## જમીન.

પૂર્વ ગોળાર્દ્ધમાં એશિયા, યૂરોપ, આફ્રિકા, એ ત્રણ ખંડ છે એ ત્રણ જોડાયલા છે; તે ત્રણે ખંડ ઘણા વરસ થી લોકોના જાણીતા છે તેથી કરીને તેને અસલ ભૂમી કહે છે.

બીજા માહાદ્વીપમાં એટલે પશ્ચિમ ગોળાર્દ્ધમાં અમેરિકા (ઉત્તર અને દક્ષિણ અમેરિકા) નામે એકજ ખંડ છે, એ ખંડને ઘણી વખતે નવી ભૂમી એમ પણ કહે છે, કારણ કે ઇ॰ સ॰ ૧૪૯૨ માં ઇટાલીના જીનોઆ શેહેરનો કોલમ્બસ નામના વહાણવટીએ તે ખંડનો શોધ કર્યો ત્યાર પહેલાં ઉપર ત્રણ ખંડ કહ્યા તે શિવાય આ નવા ખંડની કોઇને માલમ ન હતી. ઉપર ચાર ખંડો બતાવ્યા તે શિવાય પાંચમો ખંડ છે તેનું નામ આસ્ટ્રેલિયા કહે છે તેની આજુ બાજુના બેટ તથા પાસિફિક માહાસાગર માંહેલા નાના ટાપુઓ એમાં સામીલ કર્યા છે; તે સઘળા બેટો સહીત આસ્ટ્રેલિયાને ઓશિઆન્યા કહે છે.

એશિઆની પશ્ચિમે યૂરોપ ખંડ છે.

યૂરોપની દક્ષિણે આફ્રિકા ખંડ છે, અને આફ્રિકાની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર છે.

યૂરોપને આફ્રિકાની પશ્ચિમે અમેરિકા ખંડ છે.

## પાણી.

પાણીના મૂખ્ય પાંચ ભાગ કર્યા છે તે દરેકને મહાસાગર કહે છે તેના નામ નીચે પ્રમાણે.

(૧) ઉત્તરધ્રૂવની આસપાસનો ઉત્તર મહાસાગર.

(૨) દક્ષિણધ્રૂવની આસપાસનો દક્ષિણ મહાસાગર.

(૩) એશિઆ ને અમેરિકાની વચ્ચે પાસિફિક મહા-

સાગર આવેલો છે.

(૪) યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમે અને અમેરિકાનો પૂર્વે આટ્લાન્ટિક મહાસાગર છે. એશિઆની દક્ષિણે હિંદીમહાસાગર આવેલો છે.

## વાખ્યા.

(૧) કોરી જમીનના મોટા ભાગમાં ઘણા દેશો આવેલા છે તેને ખંડ કહે છે.

(૨) જેમાં થોડા ઘરો હોય તેને ગામ કહે છે અને એવા ઘણા ભાગ ભેગા કરીએ ત્યારે પ્રગણું થાય, અને એવા ઘણાં પ્રગણા ભેગા કરીએ ત્યારે જીલ્લો થાય, અને એવા ઘણા જીલ્લાઓ મળે ત્યારે પ્રાંત થાય, અને ઘણા પ્રાંતો મળે ત્યારે ઇલાકો થાય, અને ઘણા ઇલાકા મળે ત્યારે દેશ થાય.

(૩) નદી કે દરિયા કાંઠે જે શેહેર આવેલું હોય અને જ્યાં વેપારના વહાણો ચાલતા હોય તેને બંદર કહેછે.

(૪) જમીનનો જે ભાગ ચારે તરફથી પાણીથી ઘેરાયેલો હોય તેને દ્વીપ અથવા બેટ અથવા ટાપુ કહે છે.

(૫) જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથી રોકાયલો હોય અને એક બાજુએ કોરી જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

(૬) જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર અથવા ભૂશલાકા કહે છે.

(૭) જમીનના બે મોટા ભાગને સાંધનારો જે જમીનનો નાનો ભાગ તેને સંયોગીભૂમિ કહે છે.

(૮) જે જમીનનો ભાગ દરિયા કાંડે આવેલો હોય તેને કીનારો કહે છે.

(૯) જે જમીનનો થોડો ભાગ ઉંચો હોય તેને ડુંગર કહેછે અને વધારે ઉંચા ભાગને પર્વત કહેછે. તળીએથી

જોડાયલા ડુંગરોને પર્વતોને પાહાડ અથવા પર્વતની હાર કહે છે.

(૧૦) ઘણું કરીને જમીનના વર્ણવેલા ભાગને મેદાન અથવા પ્રદેશ કહે છે.

(૧૧) પહાડ ઉપર આવેલા પ્રદેશને ઉંચ પ્રદેશ કહેછે.

(૧૨) જે ઉંચી જગાએથી જુદી જુદી દિશાઓમાં પાણી વહે તેને જળ પ્રદેશ કહે છે.

(૧૩) જમીનપર લાંબો ગયેલો જે સમુદ્રનો ફાંટો તેને અખાત કહે છે.

(૧૪) અખાતનું મોં પહોળું હોય તેને ઉપસાગર કહે છે.

(૧૫) ખારા પાણીનો મોટો ભાગ તેને મહાસાગર કહે છે.

(૧૬) જે પાણીના ભાગને આપણે સમુદ્ર કહીએ છીએ તે મહાસાગરથી નાનો હોય છે.

(૧૭) બે સમુદ્રને જોડનારો એક સાંકડો પાણીનો ભાગ તેને સામુદ્રધુની કહીએ (સંસ્કૃત ભાષામાં સામુદ્ર એ-ટલે સામુદ્રની અને ધુની એટલે નદી કહે છે.)

(૧૮) ખારા અથવા મીઠા પાણીનો જથો જે જ-મીનથી ચારે બાજુએ ઘેરાયલો હોય તેને સરોવર કહેછે.

(૧૯) મીઠા પાણીનો જે ધોધવો પર્વતમાંથી અથ-વા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇને સરોવર અથવા સમુદ્રને મળે તેને નદી કહીએ; અને મીઠા પાણી-નો પ્રવાહ થોડે દૂર જઈ નદીને મળે છે તેને નાળું કહે છે મોટી નદીમાંથી નાની નદી નીકળે તેને ફાંટો કહે છે.

(૨૦) નદીની ઉત્પત્તીની જગા તે તેનું મૂળ કહેવાય, અને જે જગાએ સમુદ્રને અથવા સરોવરને મળે છે તેનું નામ મુખ.

(૨૧) જે મુકામે બે નદીઓ મળે છે તેને સંગમ કહે છે.

(૨૨) સમુદ્રને મળતા પહેલા ભરતીઓટનું પાણી અંદર આવે એવું જે નદીનું મોં પહોળું હોય છે તેને ખાડી કહે છે.

(૨૩) જે પર્વતના શિખરમાંથી ધૂમાડા, રાખ. અંગારા પડે છે તેને જ્વાળામુખી કહે છે.

(૨૪) જેમાં ઘણા બેટો આવેલા તેને સમુદાય કહે છે.

(૨૫) ડુંગરો કે પર્વતોની વચેના નીચ પ્રદેશને ખીણ કહે છે.

(૨૬) ઝાડ કે ઝાડવાથી ઢંકાએલા મોટા ભાગને જંગલ કહે છે.

(૨૭) જે જમીનનો ભાગ રેતાળ હોય અને તેમાં ઝાડ ન હોય તેને રણ કહે છે.

(૨૮) સમુદ્રની અંદર ટેકરો હોય તેને ખરાબો કે ખડક કહે છે.

(૨૯) વાહાણને ચેતવણી આપવાને જે ઉંચો દીવો રાખવામાં આવે છે તેને દીવાદાંડી કહે છે.

## એશિયા.

એશિયા પાંચ ખંડોમાંનો એક મોટો ખંડ છે.

સીમા—ઉત્તરે ઉત્તર માહાસાગર, પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી કાસ્પિઅન સમુદ્ર, કાકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરા સમુદ્ર આર્કીપેલેગો, ભૂમધ્ય સમુદ્ર, સુવેજની નહેર, રાતો સમુદ્ર, દક્ષિણે હિંદીમાહાસાગર પૂર્વે પાસિફિક માહાસાગર.

| દેશો | રાજધાની | ક્યાં આવ્યું |
|---|---|---|
| ૧. હિંદુસ્તાન | કલકત્તા | હુગલી |

| | | |
|---|---|---|
| ૨. લંકા | કોલંબો | દરીયા કાંઠે |
| ૩. બલુચિસ્તાન | ખીલાત | ગંદાવા |
| ૪. અફગાનીસ્તાન | કાબુલ | કાબુલ |
| ૫. ઇરાન | તેહેરાન | એલ્બુઝ પર્વતનીદક્ષિણે |
| ૬. અરબસ્તાન | મક્કા | રાતા સમુદ્રના કાંઠે |
| ૭. તુર્કસ્તાન | સ્મિરના | એજીયનસમુદ્રનેકાંઠે |
| ૮. તાતાર | બુખારા | ઝરાફસન નદીને કાંઠે |
| ૯. એશિયાઇ રૂશિયા | તોબોલ્સક | ઇર્ત્તિશ નદીને કાંઠે |
| ૧૦ જાપાંન | યદો | નીફોન બેટના કાંઠે |
| ૧૧ ચીનાઇરાજ્ય | પેકીન | પેઇહો |
| ૧૨ હિંદી ચીન | માંદલેજ | ઇરાવતી |

## સમુદ્રો.

૧. લીવેન્ટ ( એ ભૂમધ્ય સમુદ્રનો પુર્વ તરફનો ભાગ ) શિરીયાની પશ્ચિમે.

| | |
|---|---|
| ૨. રાતો સમુદ્ર. | અરબસ્તાન ને આફ્રિકાની વચ્ચે |
| ૩. અરબી સમુદ્ર | અરબસ્તાન ને હિંદુસ્થાનની વચ્ચે |
| ૪. બંગાળાનો સમુદ્ર | હિંદુસ્તાન ને હિંદી ચીનની વચ્ચે |
| ૫. ચીનાઈ સમૂદ્ર | ચીનની દક્ષિણે |
| ૬. પીળો સમુદ્ર | ચીન ને કોરીયાની વચ્ચે |
| ૭. જાપાની સમુદ્ર | જાપાન ને કોરિઆની વચ્ચે |
| ૮. ઓકોટસ્ક સમુદ્ર | સૈબીરિયા ને કામસ્કાટકાની વચ્ચે |
| ૯. કામસ્કાટકા ( બહેરીંગ ) | કામસ્કાટકા ને અમેરિકાની વચ્ચે |

## અખાતો.

| | |
|---|---|
| ૧. ઓબી<br>૨. એનીસી<br>૪. કારા | રૂશિયાની ઉત્તરે. |
| ૪. અનાદીર | રૂશિઆની પુર્વે |

૫. તાર્તરી
૬. પીચીલી
૭. શિયામ
૮. તોંકવીન



એશિયાની પુર્વે

૯. માર્તાબાન — બ્રહ્મદેશના નૈરૃત્ય ખુણામાં.
૧૦ મનાર — હિંદુસ્તાનની દક્ષિણે
૧૧ ખંભાત
૧૨ કચ્છ



હિંદુસ્તાનની પશ્ચિમે

૧૩ અરબી — અરબસ્તાનને આફ્રીકાની વચ્ચે છે
૧૪ ઇરાની
૧૫ ઓમાન



ઇરાન ને અરબસ્તાનની વચ્ચે છે

૧૬ એડન — લાલ સમુદ્રમાં

## સામુદ્રધુનીઓ.

| નામ. | જુદી પાડતી. | સાંધતી |
|---|---|---|
| ૧. વેગેજ ... | ... નોવાઝેમલા અને એશીયા ખંડને | .... ... ... |
| ૨. બેરીંગ ... | ... એશીયાઇ રૂશીયા અને અમેરિકા. | કામસકાટકાઅને ઉત્તર મહાસાગર. |
| ૩. તાર્તરી. ... | ... સગેલિઅન અને માચુરીઆ. | ઓકોટસ્ક અને જાપાન. |
| ૪ સંડા ... | ... જાવા અને સુમાટ્રા | બંગાળા, જાવા, સમુદ્રને. |
| ૫ મોલ્યુકાસ | ... મોલ્યુકાસ સેલીબીસ | સેલીબીસ, જાવા સમુદ્રને. |
| ૬ પાક ... | ... હિંદુસ્તાનને લંકા | બંગાળાના ઉપસાગરને મનારના અખાતને, |

| | | | |
|---|---|---|---|
| ૭ | હોર્મેઝ ... ... | અરબસ્તાન, ઇરાન. | ઇરાની અખાત, ઓમાનના અખાતને. |
| ૮ | બાબલમાંડપ... | અરબસ્તાન,આફ્રિકા | રાતો અને અરબી સમુદ્રને. |
| ૯ | સુવેજની નહેર. | અરબસ્તાન, આફ્રિકા | રાતોને ભૂમધ્ય. |
| ૧૦ | પીરાઊઝ ... | સગેલિયન, જસો. | જાપાની સમુદ્ર અને પાસિફિક મહાસાગર. |
| ૧૧ | સંગાર ... | જેસો ને નિફાન. | જાપાન પાસિફિક. |
| ૧૨ | કોરીયા ... | કીયુસીયુ અને કોરીયા. | પૂર્વ સમુદ્રને જાપાની. |
| ૧૩ | ફારમોસા ... | ચીન ને સારમોફા | પૂર્વને ચીનાઈ સમુદ્ર. |
| ૧૪ | મલાકા ...... | મલાકાને સુમાત્રા. | બંગાળાનો ઉપસાગરને જાવા. |
| ૧૫ | મેકેસાર ...... | સેલીબીસ ને બોરનિયો | સેલીબીસ, જાપાની. |

## સંયોગી ભુમી.

| નામ | સાંધે છે. | જુદાં પાડે છે |
|---|---|---|
| કોની સંયોગી ભુમી— | તીનાસરીમ અને મલાયા— | શીઆમનો અખાત અને હિંદી માહાસાગર |

## ભૂશિર.

૧. સિવેરો—સૈબિરિયાની ઉત્તરે

૨. લોપાટકા—એશિયાનું દક્ષિણ બીંદુ છે અને કામસ્કાટકાની દક્ષિણે છે.

૩. નીગ્રેસ—પેગુની નૈરૂત્ય ખુણે છે.
૪. રોમાનીઆ—મલાયાની દક્ષિણે છે.
૫. કોમોરીન (કંન્યા કુમારી) હિંદુસ્તાનની દક્ષિણે છે.
૬. બાબા—એશિયા મૈનરની પશ્ચિમે છે.
૭. રાસ અલહદ—અરબસ્તાનની પૂર્વે છે.
૮. કેમ્બોડીયા સિઆમની દક્ષિણે છે.
૯. પૂર્વ ભૂશિર—સૈબિરિયાની પૂર્વે છે.
૧૦ નીંગપો—ચીનની પુર્વે છે.
૧૧ તૈમૂર—સીવીરોની પશ્ચિમે છે.
૧૨ કીંગ—જાપાનની અગ્ની કોણુમાં છે.

## બેટો.

| | |
|---|---|
| ઉત્તર માહાસાગરના બેટો | લીઆખોવ, અથવા ન્યુસૈબી રિયા એનું બીજુ નામ છે |
| પાસિફિક માહાસાગરના બેટો. | એલ્યુશીયન (ફોકસ) કુરાઇલિ, સગેલીઅન, જાપાન, લુચુ, ફાર મોસા, હેનાન, ફીલીપાઇન સેન્ટલોરેન્સ. |
| હીંદી માહાસાગરના બેટો. કાસ્મીર, હોરમઝ, મકાઉ. | નીકોબાર, આંદમાન, લક્ષ દ્વીપ, માલદ્વીપ, સિંહલદ્વીપ બહેરીન, પરીમ, મરગવાઈ આર્કિપેલેગો, રામરી બેટો, |

હિંદી આર્કિપેલેગો—બોર્નિઓ, સુમાત્રા, જાવા, સેલિબીઝ, મોલુકસ, (મસાલાના દ્વીપો) અને લેઝર.

ભૂમધ્ય સમુદ્રમાં—સૈપ્રસ. રોડસ, કોસ, સામોસ, લિસ્બોન, સીઓ, મીતીલીન.

## દ્વીપકલ્પો.

| નામ. | કોની વચ્ચે |
|---|---|
| ૧ એશિયા મૈનર—કાળા સમુદ્રની વચ્ચે છે | |

૨. અરબસ્તાન—રાતા સમુદ્રની અને અરબી સમુદ્રની વચ્ચે છે

૩. હિંદુસ્તાન—અરબસ્તાનની અને બંગાળાના ઉપસાગરની વચ્ચે છે.

૪ હિંદીચીન ( પૂર્વ દ્વીપકલ્પ ) બંગાળાના ઉપસાગરની અને ચિનાઈ સમુદ્રની વચ્ચે છે.

૫ કોરિઆ— પીળા સમુદ્રની અને જાપાની સમુદ્રની વચ્ચેછે.

૬ સગેલીઅન
૭ કામસ્કાટકા } સૈબીરીઆની પૂર્વે છે.

૮ મલાક્કા ( મલાયા )
૯ આનામ } હિંદીચીન

૧૦ કામબોડીઆ...

## પર્વતો.

| પર્વતોના નામ | ક્યાં આવ્યો. | શીખરો. |
|---|---|---|
| ૧ હિમાલય | હિંદુસ્થાન ( ઉત્તરે ) | અવરેસ્ટ, કીંચીંગંગા, ધવલાગરી. |
| ૨ કારાકોરમ | હિંદુસ્તાન ઉત્તરે | દેપઝીંગ. |
| ૩ હિંદુકુશ | અફ્ગાનિસ્તાન | કોહીબા. |
| ૪ એલ્બર્ઝ | ઇરાન. | ડામાવેંડ |
| ૫ કાકેસસ | સૈબીરિઆની પશ્ચિમે. | એલ્બર્ઝ. |
| ૬ આર્મીનીઆ | એશિઆઈ તુર્કસ્તાન. | આરેરાટ |
| ૭ લીબનાન | પાલેસ્તાન. | ,, |
| ૮ તારસ | એશિઆઈ તુર્કસ્તાન. | ,, |

## મધ્યની હારો.

| પર્વતોના નામ. | ક્યાં આવ્યા. | શીખરો. |
|---|---|---|
| બેલૂરતાગ | હિંદુકુશથી ઉત્તર સુધી. | |
| કુવેનલુન | પૂર્વ બોલોરથી તિબેટની ઉત્તરમાં. | |

| | | |
|---|---|---|
| થીઆનશાન. (આકાશપર્વત) | બેલોરના ઉત્તર છેડાથી પૂર્વના મધ્ય મેદાન સુધી. | |
| આલતાઇ | એશિઆઈ રૂશિઆ:. | બેલુખા. |
| યાબ્લેનો ઇસ્તાનો વોઈ | ઉત્તરના મોટા મેદાનની અગ્નિ કોણમાં. | |
| કામસ્કાટકા | કામસ્કાટકાના દ્વીપકલ્પમાં. | |

## બીજી હારો.

| પર્વતોના નામ. | ક્યાં આવ્યાં | શીખરો |
|---|---|---|
| પેલીંગ<br>યુનલીંગ<br>નાનલીંગ | ચીનમાં. | ,, |
| જાપાનો પર્વત | જાપાન | ફ્યુઝીઆમા |
| પૂર્વઘાટ | હિંદુસ્તાન | ,, |
| પશ્ચિમઘાટ (સહ્યાદ્રિ) | હિંદુસ્તાન | ,, |
| નિલગિરિ | હિંદુસ્તાન | ડોડાબેટા. |
| વિંધ્યા પર્વત. | હિંદુસ્તાન | મધ્ય ભાગમાં |
| આરાવલી પર્વત | હિંદુસ્તાન | આબુ પર્વત |
| સાતપુડો | હિંદુસ્તાન | મધ્ય ભાગમાં |
| સુલેમાન (સોલોમાન) | હિંદુસ્તાનને અફગાનિસ્તાનને જુદો પાડે છે. | તખ્તી સુલેમાન. |
| લંકાપર્વત | લંકામાં | પેદ્રાતાલાગલા એલિઆ, આદમની ટેકરી. |
| હાલા | બલુચિસ્તાનને સિંધ. | |
| પાલેસ્તાન | પાલેસ્તાન. | કારમેલ. |
| યુરલ | યુરોપને એશીઆથી જુદો પાડે છે. | તોપાસ. |

| | | |
|---|---|---|
| સીનીઈ | અરબસ્તાનમાં | ,, |
| હોરેબ | સીનાઈના મેદાનમાં | ,, |
| કૈલાસ. | ટિબેટની દક્ષિણે | ,, |
| શિવાલિક | નેપાલ ને ભુતાનની દક્ષિણે. | ,, |

## સરોવરો.

૧. કાસ્પીયન—ઈરાનની ઉતરે.

૨. ઉરમીયા
૩. વાન } કાસ્પીયનની પશ્ચિમમાં

૪. ડેડસી. (મૃત સરોવર)—સિરિયામાં

૫. જુરા—અફગાનીસ્તાનમાં

૬. આરલ—કાસ્પીયનની પૂર્વે (તાર્તરીમાં)

૭. બૈકલ
૮. બલકાસ } સૈબીરિયામાં

૯- લોબનુર
૧૦ કોકોનુર
૧૧ પાલતેજ
૧૨ તેગ્રીનુર
૧૩ રાવણહૃદ
૧૪ માન } તિબેટમાં છે.



| નામ. | શેહેર. | ક્યાંથી નીકળી. | ક્યાં મળી. |
|---|---|---|---|
| ૧. સીંધુ. | પેશાવર, અટક, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, લારખાના, સકકર, બકકર, મીથુન કોટ, ડેરા ઇસ્માલખાં, ડેરા ગાજીખાં, કાલાબાગ, લે રેરી | હીમાલયમાંના-કૈલાસ શીખરમાંથીનીકળી | અરબી સમુદ્રને |
| ૨. જેલમ. | કાસ્મીર, શ્રી નગર. | ,, | સીંધુને મળેછે |
| ૩. રાવી. | લાહોર, અમૃતસર | ,, | ,, |
| ૪. બીઆસ | જલંદર, | ,, | ,, |
| ૫. ચીનાબ. | મૂલતાન | ,, | ,, |
| ૬. સતલજ. | લુધિઆના, અલીપાર, ભાવલપૂર, સરહિંદ | ,, | ,, |
| ૭. ગંગા | ફરૂકાબાદ, મુર્શીદાબાદ, બનારસ, પટાણ, અલ્હાબાદ, કાનપૂર, મીરજાપૂર કલકત્તા, સીરામપૂર, ઢાકા, ચંદ્રનગર હરીદ્વાર, ભાગલપુર, મોંગીર. | ગંગોત્રી નામના શીખરમાં નીકળી. | બંગાળાના અખાતને |
| ૮. હુગલી. | કલકત્તા, શીરામપૂર, | ગંગાની શાખા | બંગાળાના ઉપસાગરને |
| ૯. જમના. | દીલ્લી, આગ્રા, ગોકુળ, મથુરાં | હીમાલયમાંથી. | ગંગાને |
| ૧૦. ચંબલ | ધોળપુર, કોટા, ઇંદોર, જેપુર. | મારવાડમાંથી | જમનાને |
| ૧૧. ગોગ્રા. | ઔંદ (અયોધ્યા) ફૈજાબાદ. | સિવાલીક | ગંગાને મળેછે |
| ૧૨. સોણ. | દીનાપુર, બકસર, રાયગઢ. | મારવાડમાંથી. | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૩. જોમતી | લખનૌ, ફૈઝાબાદ | હીમાલય | જમનાને |
| ૧૪. સીંધ | ગ્વાલિયર, | અરવલ્લી | ,, |
| ૧૫. કાલી. | મીરત, | હિમાલય | ,, |
| ૧૬. રામગંગાં | બરેલી, રામપુર, | ,, | ગંગાને |
| ૧૭. બ્રહ્મપુત્રા. | ઢાકા, તેશુલંપુ, લાસા, જમાલપુર, ગોવરપારા | ,, | બંગાળાનાઅખાતને |
| ૧૮. મ્હાહા | કટક, જગન્નાથ, સંબલપુર | સાતપૂડા પર્વત | ,, |
| ૧૯, ગોદાવરી. | રાજમહેંદ્રી, ઔરંગાબાદ નાશક | પશ્ચિમઘાટ | ,, |
| ૨૦. વેઇનગંગા | નાગપુર, | , | ગોદાવરી |
| ૨૧. કૃષ્ણા. | મચ્છલીપટ્ટણ, ગંતુર. | ,, | બંગાળાના |
| ૨૨. મુશી. | હૈદ્રાબાદ, ગોવળકાંડા | ,, | કૃષ્ણાને |
| ૨૩. તુંગભદ્રા | કર્નુલ, હમસાગર | ,, | ,, |
| ૨૪. પનેર. | કુદાપા, નેલુર, બાંગલોર. | મૈહસુર | હિંદીમહાસાગર |
| ૨૫. પલાર | વેલોર, આર્કાટ. | મૈહીસૂર. | ,, |
| ૨૬. પનાર. | કુડલોર. | મૈહીસૂરના નંદી દૂર્ગમાંથી નીકળી | ,, |
| | | | ,, |
| | | | ,, |
| ૨૭. કાવેરી | ત્રાન્કવીબાર, તાનજોર, ત્રીચીનાપલ્લી, શિરંગાપટ્ટણ, મ્હૈ- | કુર્ગમાંથી | ,, |

| | | | |
|---|---|---|---|
| | સૂર, તંજાવેર | | |
| ૨૮. તાપી. | સુરત, રાંદેર, બુરાનપુર | સાતપૂડામાંથી | ખંભાતના |
| ૨૯. કીમ. | ઇલાવ, કઠોદરા | રાજપીપળા | " |
| ૩૦. મીંઢોળા | બારડોલી, વ્યારા | " | પૂર્ણાને મળેછે |
| ૩૧. પૂર્ણા. | નવસારી, બુહારી, વાલોદ | " | અરબી સમુદ્રને |
| ૩૨. અંબીકા | બીલી મોરા | " | " |
| ૩૩. દમણગંગા | દમણ | " | " |
| ૩૪. ઔરંગા | વલસાડ | " | " |
| ૩૫. પાર. | પારનેરી | " | " |
| ૩૬. કોલક. | બગવાડા | " | " |
| ૩૭. કાવેરી. | ચીકલી | સાતપુડામાંથી | અંબીકાને |
| ૩૮. નર્મદા. | ભરૂચ, મંડલેશ્વર, જબલપુર, નાંદોદ | " | ખંભાત |
| ૩૯. ઢાઢર. | ટંકારીઆ આમોદ | " | " |
| ૪૦. મહી. | ખંભાત, લુણાવાડા, | મારવાના પાહાડ માંથી | ખંભાતના |
| ૪૧. વિશ્વામિત્રી | વડોદરા | પાવાગઢ | મહીને |
| ૪૨. શેઢી. | ખેડા, ડાકોર, વાડાસીનોર | ડુંગરપુર | વાત્રકને |
| ૪૩. વાત્રક | મેમદાવાદ, માંડવા | " | સાબરમતીને |

| | | | |
|---|---|---|---|
| ૪૪. મેશ્વો. | હરશોલ | ,, | વાત્રકને |
| ૪૫. ખારી. | દેશાસણ, લાલપુર | ,, | સાબરમતીને |
| ૪૬. માજુમ. | મોડાસાની પાશે છે | ,, | ૦ |
| ૪૭. સાબરમતી | અમદાવાદ, સાદરા, પેઠાપુર. | અરવલી પાહાડમાંથી | ખંભાત |
| ૪૮. સરસ્વતી | પાટણ, રાધનપુર, દાંતા, | ,, | કચ્છનારણ |
| ૪૯. બનાસ | રાધનપુર, ડીસા. | ,, | ,, |
| ૫૦. શેત્રુંજી | પાલીટાણા | શેત્રુંજાપર્વત. | ખંભાતઅખાત |
| ૫૧. બ્રહ્મપુત્રા | ખટમંડુ. | હિમાલયમાંથી | બ્રહ્મપુત્રા |
| ૫૨. ગોદડા | ટયાસિટસુડન | ,, | બ્રહ્મપુત્રા |
| ૫૩. ઈરાવતી | રંગુન, પ્રોમ, આવા, માંડલાઆ. | તિબેટના પાહાડ | બંગાળાના |
| ૫૪. સ્લુએન | માર્ટાબાન, મુલમૈન. | ,, | ,, |
| ૫૫. મીકોંગ | કેમબોજા, સેગન, ઉદોંગ, લાંચેંગ. | ,, | ચીનાઈ સમુદ્ર |
| ૫૬. મૈનામ. | બાંકોક, યુથીઆ. (સિઆમ) | ,, | સિઆમના |
| ૫૭. ગંડાવા | ગંડાવા, ખીલાત. | હીદુકુશમાંથી | સીંધુને |
| ૫૮. હરમંડ. | કંદહાર, | ,, | સીસ્તાનસરોવર. |
| ૫૯. કાબુલ. | કાબુલ, જલાલાબાદ. | ,, | સીંધુને |
| ૬૦. લોગર. | ગીઝની. | તારસ પર્વતમાં | ભૂમધ્ય સમુદ્રને |

| | | | |
|---|---|---|---|
| ૬૧. સીહુન. | તારસસ, એડના. | તારસમાંથી | ,, |
| ૬૨. જોરડન | જેરીકો, ટાઇબીરીઆઝ. | લીબનાનમાંથી | મૃતસરોવરને |
| ૬૩: કેડ્રન. | જેરૂસાલેમ. | ,, | જોરડનને મળેછે |
| ૬૪કીઝીલઇરિમાક | કૈસારીઆ, સીવાઝ. | તારાસમાંથી | કાળા સમુદ્રને |
| ૬૫. યુફ્રેતીસ | એસોરા, હીલા, (બાબીલન.) ઊર્ફા, અર્ઝરૂમ. | ,, | ઇરાની અખાત |
| ૬૬. તૈગ્રિસ | બગદાદ, મોસલ, | ,, | ઇરાની અખાત |
| ૬૭. સેજુર. | અલેપ્પો. | ,, | તૈગ્રીસને મળે |
| ૬૮. તોંકવીન | કેશો, (કેકાઓ) | | પાસીફિક મહાસાગરને |
| ૬૯. ચુકીઆંગ | મકાઉ, કંતાન. | નાનલીંગ માંથી | ,, |
| ૭૦: કવી. | કવીલીંગ. | કવેનલુનમાંથી | ,, |
| ૭૧: યાંગસિક્યાંગ | નાનકીંગ, ગેનકીંગ. વોચેંગ, યનાન. | તિબેટમાંથી | પીળા સમુદ્રને |
| ૭૨. કેન | નાનચેંગ | ,, | ,, |
| ૭૩. હેન | હેનકાવ | ,, | ,, |
| ૭૪. હેંગ | ચેંગશા. | ,, | પારસિફિકને |
| ૭૫. મીન | ચીંગટુ. | પેલીંગમાંથી | યાંગસેક્યાગને |
| ૭૬. હોઆંગહો | કઇફોગ, લેનચાવો. | કુવેનલુનમાંથી | પીળા સમુદ્ર |
| ૭૭. પેઇહો. | પેકીન. | સુનલીગમાંથી | ,, |

| | | | |
|---|---|---|---|
| ૭૯. આમુર | સઘેલીઅનનૌલા, નર ચિન્સ્ક. | ચીનાઇતાતર | ઓકોટસ્કના |
| ૮૦. સંગારી | કીરીનૌલા. | ” | આમુરનેમળેછે |
| ૮૧. [illegible]ઓડા. | કીટા | | ” |
| ૮૨. લીના. | યાકુત્સ્ક. | આલતાઇમાંથી | ઉત્તરમાહાસાગર |
| ૮૩. યેનીસી | યેનીસીસ્ક, ઉરગા. | ” | ” |
| ૮૪. અંગારા | ઇર્કુટસ્ક | ” | યેનીસીને |
| ૮૫. ઓબી | બેરઝોવ, તોમ્સ્ક | ” | ઉતર માહાસાગર |
| ૮૬. ઇર્ટીશ | તોબોલ્સ્ક, ઓમ્સ્ક | ” | ઓબીને મળેછે |
| ૮૭. કુર. | તીફ્લીસ | આરમીતીઆમાં | કાસ્પીયનને |
| ૮૮. એરાઝ | અઝેરૂમ. એરીવાન | ” | કર નદીને મળેછે |
| ૮૯. આમુ | ખીવા, કુન્ડઝ. | શ્રીરીકોલમાંથી | આરલસરોવરને |
| ૯૦. કોહીક | બોખારા, સમરકંદ | ” | આમુ મળેછે |
| ૯૧. સીરદરીઆ | તાસ્કન્ડ, ખોકાન. | બેલુરતાગમાંથી | આરલ સરોવરને |

# દરિયા કિનારાપરના બંદરો.

| | |
|---|---|
| ૧ મલબાર | મુંબઈ, રત્નાગીરી, પાનજીમ, ગોવા, મેંગલુર, કાનાનોર, ટલીચરી, કાલીકટ, કોચીન એમાં મોટા મોટા વાહાણો બધાય છે. |
| ૨. કોરોમાંડલ. | ગંજામ વિશાગાપટ્ટણ મચ્છલીપટ્ટણ મદ્રાસ પોંદીચરી કડલુર નીગાપટ્ટણ તુતીકોરીન |
| ૩. ગુજરાતનાબંદરો | ખંભાત ભરૂચ સૂરત વલસાડ–દમણ |
| ૪. કાઠિયાડના બંદરો. | ઘોલેરા, ભાવનગર, ઘોઘા, દીવ જાફ્રાબાદ વેરાવળ માંગરોળ પોરબંદર દ્વારીકા |
| ૫. કચ્છ. | માંડવી મુદ્રા. |
| ૬. સીંધ. | કરાંચી બંદર. |
| ૭. ઇરાનનોદક્ષિણ કિ. | બુશીર. ગોમ્બ્રુન |
| ૮. અરબસ્તાનની પૂર્વે. | મસ્કત લેહસા. |
| ૯. અરબસ્તાન દક્ષિણ. | 'ડન, મકાલાહ. |
| ૧૦. અરબસ્તાન પશ્ચિમે | સુવેઝ અકાબા. જીડહા મકકા મોખા. |
| ૧૧. સિરિઆનોકિનારો | ત્રીપોલી બાઇરૂટ સીડન ટાયર એકર ગાઝા લટકીઆ. |
| ૧૨. એશિઆ મૈનરનો | સ્કુટારી ઇસ્મર્ના. |
| ૧૩. એશિઆ મૈનરનો ઉત્તર કિનારો. | ત્રેબીઝાંડ સીનોપ પોતી, |
| ૧૪. બ્રિટિશબર્માનાબંદરો. | ચીતાગોંગ આરાકાન જ્યોર્જટાઉન |
| ૧૫. મલાકાની સામુદ્રધુની. | પીનાંગ મલાકા સીંગાપૂર |
| ૧૬. ચીનનોપૂર્વકિનારો | મકાઉ હોંગકોંગ કંતાન સ્વેટો એમોય ફુચુ નીંગપો સાંગહાય નાનકીંગ સુચુ. |

| | |
|---|---|
| ૧૭. સૈબીરીઆની પૂર્વે | ઓકોટસ્ક પેટ્રાપાલૌસ્ક. |
| ૧૮. કાસ્પીઅનની દક્ષિણે. | રેસ્ટ આમોલ અસ્ત્રાબાદ. |
| ૧૯. લંકાનો કીનારો | કોલંબો, ગેલી, ત્રીકોમાલી. |
| ૨૦. જાપાન | યોકોહામા, હેગોડેટ. |



# प्रकरण ३ जुं.

## હિંદુસ્થાન.

હદ ઉત્તરે હિમાલય અને તિબેટ પશ્ચિમે અફગાનિસ્તાન, બલુચિસ્તાંન અને અરબી સમુદ્ર દક્ષિણે હિંદી મહાસાગર પૂર્વે બંગાળાનો ઉપસાગર ને બ્રહ્મદેશ.

હિંદુસ્થાનના મુખ્ય ૧૪ ભાગ પાડયા છે.

૧ મુંબાઈ ઇલાકો, ૨ મદ્રાસ ઇલાકો, ૩ મ્હૈસુર અને કુગના સંસ્થાન. ૪ વરાડ સહીત હૈદ્રાબાદ. ૫ મધ્યપ્રાંતો. ૬ મધ્ય એજન્સી સંસ્થાનો. ૭ રજપુત સંસ્થાન. ૮ પંજાબ. ૯ વાવ્ય પ્રાંતો. ૧૦ અયોધ્યા. ૧૧ બંગાળા. ૧૨ આશામનો મુલક, ૧૩ નેપાલ, ભુતાન અને બીજા સ્વતંત્ર પહાડી મુલક ૧૪ પોર્તુગીઝને ફ્રેન્ચના સંસ્થાનો.,

## હિંદુસ્તાનના બેટો.

| | | |
|---|---|---|
| ૧. | લંકા | હિંદુસ્તાનની દક્ષિણે. |
| ૨. | લક્ષદ્વીપ | મલબાર કીનરાથી પશ્ચિમે ૧૫૦ મૈલછે. |
| ૩. | માલદ્વીપ | લક્ષદ્વીપની દક્ષિણે. |
| ૪. | રામેશ્વર | હિંદુસ્તાનને લંકા વચ્ચે. |
| ૫. | રામરી | બ્રિટીશ બ્રહ્મદેશની પશ્ચિમે. |
| ૬. | ચંદુબા. | } |

૭. આન્ડામાંન } બંગાળી ઉપસાગરમાં, નીગ્રેસ ભુશીરની
૮. નીકોબાર } દક્ષિણે.
૯. મર્ગી સમુહ બ્રિટીશ બ્રહ્મદેશની દક્ષિણે.

૧૦. મુંબઇ
૧૧. સાલસેટ. (સાષ્ટી) } અરબી સમુદ્રમાં

## સરોવર.

૧. ચિલ્કા ઓરીસીઆમાં.
૨. કોલેર ગોદાવરીને કૃષ્ણા વચ્ચે.
૩. પુલીકત મદ્રાસની ઉત્તરે ૩૦ મૈલ છે.

૪. સમ્ભર
૫. ડીડવાના
૬. સર } રજપૂતાનામાં ખાસ પાણીને વાસ્તે.

૭. રેન કચ્છમાં
૮. મન્ચર સીંધમાં
૯. વલર કાસ્મીર.

## સમુદ્રો, અખાત, સામુદ્રધુની.

૧. ખંભાત.
૨. કચ્છ. } પશ્ચિમકાંઠે.

૩. મનાર.
૪. પેંબનનો રસ્તો.
૫. પાકસામુદ્રધુની. } હિંદુસ્તાનને સીલોનની વચ્ચે.

૬. માર્ટાબાન અંગ્રેજના બ્રહ્મદેશની દક્ષિણે.

૭. ફ્રોલ્સ અખાત
૮. બાલાસોરનોરસ્તો }

૯. અરબી સમુદ્ર હિંદુસ્તાનની પશ્ચિમે.
૧૦ બંગાળા સમુદ્ર હિંદુસ્તાનની પૂર્વે.

## ભુશિર.

| | |
|---|---|
| ૧. કેપ કોમોરીન (કન્યાકુમારી) | હિંદુસ્તાનની દક્ષિણે |
| ૨. જગત પોઇંટ | પશ્ચિમબીંદુ. |
| ૩. દીવ | કાઠીઆવાડની દક્ષિણે. |
| ૪. મોંઝ | સીંધમાં ને હિંદુસ્તાનનું સર્વથી પશ્ચિમ બીંદુ. |
| ૫. કેલિમીઅર | હિંદુસ્તાનની અગ્નિ કોણમાં. |
| ૬. નીગ્રેસ | બ્રીટીશ બ્રહ્મદેશની નૈરૃત્યે છે. |
| ૭. પાલ માયરા | મહાનદીના મુખની ઉત્તરે. |

## કિનારા.

| | |
|---|---|
| ૧. મલબાર. | હિંદુસ્તાન નૈરૃત્ય કોણમાં. |
| ૨. કોરોમાંડલ. | અગ્નિકોણમાં |

## પર્વતો.

| | |
|---|---|
| ૧. હીમાલય. | હિંદુસ્તાનની ઉત્તરે. |
| ૨. સીવાલિક. | નેપાલને ભુતાન દક્ષિણે. |
| ૩. આરાવલી<br>૪. આબુ. | રજપુતાનામાં |
| ૫. વિધ્યાચળ. | નર્મદાના ખીણની ઉત્તરે. |
| ૭. ચંદુર (ગ્વાલગઢ) | દક્ષિણના મેદાનની ઉત્તરે. |
| ૮. પશ્ચિમઘાટ (સહ્યાંદ્રી) | તાપીથી કન્યાકુમારી સુધી ગયો છે. |
| ૯. પૂર્વઘાટ | મહાનદીથી |
| ૧૦. સીવીરોઈ<br>૧૧. પાલનાઈ<br>૧૨. જોમરોઈ | પૂર્વમાં છે. |
| ૧૩. બ્રોમા | આરાકાનને બ્રહ્મદેશની વચ્ચે છે. |
| ૧૪ સીઆમીઝ | તીનાસરીમ અને શીઆમની વચ્ચે. |

૧૫. સુલેમાન પંજાબની પશ્ચિમે.
૧૬. હાલા. સીંધની પશ્ચિમે.

## નદીઓ.

૧. બ્રહ્મપુત્રા હીમાલયમાંથી નીકળી એટલે સાંપૂને આશામમાં ડીહોંગ નામથી ઓળખાય છે ને આગળ તેને બ્રહ્મપુત્રા ને જ્યારે તે દરીયાને મળે છે ત્યારે મેગ્ના કહે છે ને તેની સાખા દીખુ સુરમા (બારક) ગુમતી, નીલ્કોમાર, તીસ્તાછે.

૨ સીંધુ. હિમાલયમાંથી તેને પંજાબમાં જેલમ, ચીનાબ રાવી, બીઆ, સતલજ વીગેરે એકઠી થઈ પંચનદ નામની નદી પૂર્વે સીંધુને મળે છે ને સીઆયોકને કાબુલ પશ્ચિમે મળ્યા પછી તે સીંધમાં થઈને અરબી સમૂદ્રને મળે છે.

૩. ગંગા હીમાલયમાંથી નીકળે છે અને જમનાને ચંબલ, સીંધ ને નીવાર મળે છે ને તે ગંગાને મળે છે ને પછી શોણ, રામગંગા, કુશી મળ્યાં પછી તેનું નામ ભાગીરથી પડી ને બંગાળી સમુદ્રને મળે છે

૪. મહા નદી નોગાડામાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

૫. ગોદાવરી નાશીક આગળથી નીકળી તેને માજીરા, પુર્ણા, પ્રાણહીતા, પેનગંગા; વેનગંગા; ઈંદ્રાવતી મળ્યા પછી તે બંગાળાના ઉપસાગરને મળેછે.

૬. કૃષ્ણા (કાલીનદી) મહાબળેશ્વર આગળ ઉત્પન્ન થઇ તેને મલપ્રભા તુંગભદ્રા (તુંગ અને ભદ્રા) અને બીમા તેને મળે છે ને પછી તે બંગાળાના ઉ-

પસાગરને મળે છે.

૭. કાવેરી કુર્ગમાંથી ઉત્પન્ન થઇ બંગાળાના ઉપસાગરને મળે છે.

૮. તાપી બૈતુલ આગળથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

૯. નર્મદા. અમરકંટકમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

૧૦. પનેર મ્હૈસુરમાં ચંદ્રદ્રુગમાંથી ઉત્પન્ન થઈ બંગાળી ઉપસાગરને મળે છે.

૧૧. પલાર મ્હૈસુરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

૧૨. પન્નાર મ્હૈસુરમાં નંદી દુર્ગપર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.



# प्रकरण ४ थुं.

—:०:—

## મુંબાઇ ઇલાકો.

મુંબાઇ ઇલાકાના પાંચ ભાગ કર્યા છે, ઉત્તરથી શરૂ કરતાં સિંધ, કચ્છ, ગુજરાત, માહારાષ્ટ્ર ( એમાં દક્ષિણને કોકણ એ બે છે ) ૫. દક્ષિણ માહારાષ્ટ્ર.

એ ઇલાકાની રાજધાની મુંબાઈ છે તે પોર્તુગીઝના રાજાએ ઇગ્લાંડના બીજા ચાર્લ્સ રાજા જોડે ૧૬૬૧ માં પોતાની છોડી કેથેરાઇનનું લગ્ન કર્યું તેમાં પેહેરામણી દાખલ તે બેટ આપ્યો, હજી દીવ દમણ ને ગોવા પોર્તુગીઝના તાબે છે, અને ગુજરાતનો ઘણો ખરો ભાગ ગાયકવાડની પાશેથી મળેલો છે, માહારાષ્ટ્ર ને દક્ષિણ માહારાષ્ટ્ર

પેશ્વા પાસેથી ઇ૦ સ૦ ૧૮૧૮ માં જીતી લીધા. ઉત્તર કાનડા મદ્રાસ ઇલીકાનો ભાગ હતો. તેને ૧૮૬૧ માં મું-બાઈ ઇલિકામાં ભેરવી દીધો. સીંધ દેશ ત્યાંના અમીર પાસેથી ઇ૦સ૦ ૧૮૪૩ માં ઇંગ્રેજ સરકારે સરચાલ્સ નેપા-યર જીતી લીધો. અને તેના ૭ ભાગ પાડયા છે.

૧. સીંધ પ્રાંત.

| | |
|---|---|
| ૧. ૧સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબાદ. |
| ૨. શીકારપૂર. | શિકારપુર શકકર ભકકર રોરી. |
| ૩. હૈદ્રાબાદ | હૈદરાબાદ (સોપારી છીકણીની દાબ-ડીઓ અને હથીઆર થાય છે) હાલા, કોટ, મીઆની (હૈદરાબાદ-થી ૭ મૈલ અને ઇંગ્રેજો અને અમીરોની ઇ. સ. ૧૮૪૩ માં લડાઇ થઈ હતી) |
| ૪. કરાંચી | કરાંચી (આને કોઈ વખતે હીંદુસ્તા-નનું લીવરપુર કહે છે અને ત્યાં લશ્કર છાવણી રહે છે) નગર ઠઠ્ઠા. |
| ૫ થરપારકર | ઉમરકોટ (ઈ. સ. ૧૫૪૩ માં ત્યાં મહાન અકબર જન્મ્યો હતો). નગરપાર્કર. |
| ૬. ખૈરપૂર | ખૈરપુર (માટીની કોઠીઓ) |

૨. કચ્છ — ભુજ (એ રાજધાની છે આને ઈ૦ સ૦ ૧૮૧૯ ના જુન મહીનામાં કિલ્લો અને શહેર તે બંને ધર-તીકંપથી નાશ પામ્યા હતા) માં-ડવી (દક્ષિણ કિનારે બંદર) અં-જારને લખપત.

૩. ગુજરાત

| | |
|---|---|
| ૧. સુરત | (પેહેલાં તે વેપારનું બંદર હતું અને ત્યાં લોકોએ ઇ૰ સ૰ ૧૬૧૫ કોઠી કરી અને ઇષ્ટ ઇન્ડીઆ કંપની કરી.) રાંદેર વલસાડ. |
| ૨. ભરૂચ | ભરૂચ મોટા જહાબંધ રૂ પરદેશ ખાતે જાય છે. |
| ૩. ખેડા | ખેડા (પેહેલાની રાજધાની) નડીઆદ ઊમરેઠ |
| ૪. પંચમહાલ | ગોધ્રા, દાહોદ |
| ૫. અમદાવાદ | અમદાવાદ ( ઇ૰ સ૰ ૧૪૧૧ સુલતાન અહમદે વસાવ્યું ) ધોલેરા ( રૂનું બંદર) ધંધુકા, ઘોઘા, (તેની પાસે પીરીમ બેટ છે) |
| ૬. કાઠિયાવાડ એજન્સી. | રાજકોટ ( રાજધાણી ) દ્વારકાં (પશ્ચિમ કાંઠે બંદર અને જાત્રાનુ ઠેકાણું છે ) ધાંગદ્રા જુનાગડ, નવાનગર, સોમનાથપટણ અહીઆં આગળ ( ૧૦૨૪માં ગીઝનીના સુલતાન મહમદે ચડાઈ કરી હતી અને પૂષ્કળ ધન લઈ ગયો હતો અને તે બંદર જાત્રાનું ઠેકાણું) પોરબંદર |
| ૭. પાલનપૂર એજન્સી. | પાલનપુર, ડીશા, (લશ્કર રહે છે ) અને રાધનપુર |
| ૮. મહકાંઠા એજન્સી. | સાદરા, ઇદર |
| ૯. રેવાકાંઠા | નાદોદ, બારિયા લુણાવાડ., |
| ૧૦. ગાયકવાડ સંસ્થાન. | વડોદરા ( ગાયકવાડની રાજધાની ) પાટણ ( આ શેહેર અગાઉ ગુજરાતની રાજધાની અને તે વનરાજ ચાવડાએ વસાવ્યું છે ) ડભોઈ, (ઘણું જુનું શેહેરછે) નવસારી. |

| | |
|---|---|
| ૧૧ ખંભાતસંસ્થાન. | ખંભાત (નવાબને તાબેનું શેહેરછે.) |
| ૧૨. પંચમાહાલ એજન્સી. | નારૂકોટ |
| ૧૩. સુરત એજન્સી | વાંસદા, ધરમપુર, સચીણ |

૪. માહારાષ્ટ્ર

૧. કોકણ

| | |
|---|---|
| ૧. થાણા જીલ્લો | થાણા, કલ્યાણી (ચાલુક્ય વંશના રાજાના રાજધાની ) |
| ૨ જવાર સંસ્થાન | જવાર |
| ૩ કોલાબો જીલ્લો | અલીબાગ |
| ૪ જંજીરા સંસ્થાન | જંજીરા |
| ૫ રત્નાગીરી | રત્નાગીરી વીંગુરલા |
| ૬ સાંવત વાડી | સાંવતવાડી |

૨ દક્ષિણ.

| | |
|---|---|
| ૧ ખાનદેશ | ધુલીઆ, માલેગાવ, કોપ્રા |
| ૨ નાશક | નાશક (જુના હિંદુ લોકોના દેરાંઓ છે ) ત્રંબક ( જાત્રાનું ઠેકાણું છે અને ત્યાંના જળપાત્ર વખણાય છે) |
| ૩ પેંઠ સંસ્થાન | પેંઠ ( પાઘડીઓ ) |
| ૪ અહમદનગર | અહમદનગર |
| ૫ પુણા | પુણા ( લશ્કર રહે છે ) માહાબળેશ્વર ( હવાનુ ઠેકાણું છે ) પંઢરપુરે (જાત્રાનું ઠેકાણું છે અને૧૮૧૫માં ગંગાધર શાસ્ત્રી મરણ પામ્યો હતો) |
| ૬ સતારા જીલ્લો | સતારા, ભોર, ફલઠન, ઔંદ, જત |
| ૭ સોલાપુર | સોલાપુર બારસી (રૂનું મથક છે |
| ૮ અકલકોટ | અકલકોટ |

દક્ષિણ માહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા

| | |
|---|---|
| કલાદગી | કલાદગી બીજાપુર (તેજ રાજ્યની રાજધાની હતી.) |
| બેલગામ | બેલગામ હુગલી (રનુ બંદર) |
| કોલાપુર | કોલાપુર |
| દક્ષિણ માહારાષ્ટ જાગીર | સાંગલી જમખંડીવાડ મીરજ કુરદડ ભુધોળ રામદુર્ગ |
| ધારવાડ | ધારવાડ બંકાપુર ( રનું મથક ) |
| સાવનુર | સાવનુર |
| કાનડા | કારવાડ (સદાશીવગડ) હુનાવર કુમતા |

## કચ્છ.

ઉત્તર, પૂર્વેને અગ્ની કોણમાં રણ દક્ષિણે અને નૈરૂત્ય કોણમાં કચ્છી, અખાત અને અરબી સમુદ્ર વાવ્ય ખુણે સીંધુ નદીની પૂર્વશાખા.

મુખ્ય ડુંગરો. કાળો, રાયમલરો, લકકી, ધોળો, મીલવો, મોણવો, ખડીર.

બીજીહાર } ઝારોક રોકાસમ, ધીણોધર
ત્રીજીહાર. } રોહાની, ચીત્રાણો નનામો, ખાડવા

| | | |
|---|---|---|
| મૂખ્ય વેહેરા નાગમાંથી | ચાડવામાંથી. | કચ્છી અખાત |
| રૂકમાવતી. | ચાડવામાંથી. | માંડવીની નાળ |
| ખારી. | ,, | રણનેમલેછે |

મુખ્ય સોળ પ્રગણા કર્યાં છે તેના નામ.

પાવર, મીઆણી, બન્ની, પશ્ચિમ, ખડીર, વાગડ, અંજાર ચોવીસી, ભુવડ ચોવીસીં, હાલાચોવીસ કાઠી, મોડાસા, અબડાસા, ગરડો, કંઠ, માંક, પ્રાંથલ.

શેહેર ભુજ રાવ ખેંગારે વસાવ્યું છે અને બીજું માંડવી એમાં વાહાણ જવા આવવાને વાસ્તે દીવાદાંડી બાંધીછે. ૩. મુદરા ૪. લખપત ૫. જખૌ ૬. તુના એ બંદરો ૭.

અંજાર ૮. રાપર ૯. અધોઈ એ મોરબીના રાજાને તાબે છે ૧૦. ભચૌ ૧૧. બેલા ૧૨. નળીઆ ૧૩. કઠોરા ૧૪. તેરા ૧૫. સુમરીરોડ ૧૬. ભદ્રેસર ૧૭. કેરા ૧૮. કંથકોટ એ નાગરો છે એમાં પહેલા ચાર જૈનના દેરાંછે.

## ગુજરાત.

ગુજરાતનાં મૂખ્ય પાંચ ભાગ કર્યા છે
સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, પંચમહાલ,
અને અમદાવાદ.

| | |
|---|---|
| ૧. સુરત જીલ્લો | સુરત, રાંદેર, વલસાડ |
| ૨. ભરૂચ | ભરૂચ |
| ૩. ખેડા | ખેડા, નડીઆદ, ઉમરેઠ |
| ૪. પંચમાહાલ | ગોધ્રા, દાહોદ |
| ૫. અમદાવાદ | અમદાવાદ, ધોલેરા, ધંધુકા |

## સુરત જીલ્લો.

હદ. ઉત્તરે કીમ નદી પુર્વે ગાયકવાડનો મુલક તથા પાસદાને ધરમપુરના રાજ્યો દક્ષિણે દમણ ગંગા પશ્ચિમે ખંભાતનો અખાત.

મુખ્ય ડુગર — પાલનેરા.

| નદીઓ. | નીકળે છે | મળે છે | મુખ્ય શેહેરો |
|---|---|---|---|
| તાપી. | સાતપુડામાંથી | અરબી સમુદ્ર. | સુરત બુરાનપૂર રાંદેર |
| કીમ | રાજપીપળા | ખંભાતી અખાત | ઈલાવ કઠોદરા |

મીઢોળા—બારડોલી.
પુર્ણા.—નવસારી. બુહારી, વાલોદ.
અંબીકા.—બીલીમોરા.
પાર.—પારનેરા
કોલક.—બગવાડા.

એ જીલ્લાના મુખ્ય ૮ તાલુકા કયા છે.

## તાલુકા.

| | |
|---|---|
| ૧. પારડી. | ૨. વલસાડ. |
| ૩ ચીકલી. | ૪. જલાલપોર |
| ૫. બારડોલી. | ૬. માંડવી. |
| ૭ ચોર્યાશી. | ૮ ઓરપાડ. |

## ૧ પારડી.

ઉત્તરે પારનદી, દક્ષિણે દમણગંગા પૂર્વે ધરમપુરનું રાજ્ય પશ્ચિમે અરબી સમુદ્ર.

નદી. પાર, કોલક, દમણગંગા, ખાડી, કોયલ, પરીઆલી

મુખ્યશેહેર. બાલદા પારડી, બગવાડા, કોલક નદીને કાંઠે છે. ૩ કુંતા, કુંતેશ્વર માહાદેવની જાત્રા છે અને ત્યાં મીઠા ખાતાનો અધિકારી રહેછે. ૪ ઉદવાડા, પારશી લોકની જાત્રાનું ઠેકાણું. કોલક, ઉમરસાડી વીગરે.

મુખ્ય સ્ટેશન. વાપી, ઉદવાડા, પારડી.

## ૨ તાલુકા વલસાડ.

નદી. ગણદેવી, (અંબીકા) વાવ્યકોણમાં વહે છે, કાવેરી; ખરેરાની નૈરૂત્ય દીશાએ છે. ને તે કાવેરીને મળે છે. ઓરંગા, પાર, ખાડીયો. વામ, કોલાઈ.

ગામો. ૧ વલસાડ એ તાલુકાનું મુખ્ય. ૨ છરવાડા મીઠું પાકે છે. ૩ મડેલી. ૪ માલવેણ ૫ ઉંડાચ ૬ બીધરી ૭ કોસંબા. ૮ હરીઆ વીગેરે. ૯ પારનેર એ પાર નદીપર કિલ્લો છે.

સ્ટેશન. હરીઆ, વલસાડ, ડુંગરી.

## ૩. ચીકલી.

નદીઓ. અંબીકા, કાવેરી એ નદીનો અબીકા જોડે

સંગમ થાય છે. ખરેરા, ઓરંગા એ તાલુકાની દક્ષિણે છે.

ગામ. ચીકલી દેગામ, ખેરગામ, આલીપોર.

## ૪ જલાલપોર.

નદીઓ. ઉ. પુર્ણા, દ. અંબીકા.

ખાડીઓ. કનાઈ, ખુટારા, કરકસ્વા, બનેવ.

ગામ. જલાલપુર. મટવાડ, અબરામા, અમલસાડ, કછોલી. આટ, ખરસાડ અષ્ટગામ, પનાર, સીસોદરા,

સ્ટેશન. અમલસાડ, નવસારી, બીલીમોરા.

## ૫ બારડોલી.

નદીઓ. તાપી, મીઢોળા, પુર્ણા.

ગામ. બારડોલી, મીઢોળાને કાંઠે ૨ કડોદ તાપીને કાંઠે છે. ૩ સરભોણ, ૪ વાલોડ ૫ મોતા. ૬ વરાડ. ૭ બુહા-૮ દેગામ. ૯ વાંકાનેર. ૧૦ કવાસ.

## ૬ માંડવી.

આ તાલુકાના સાત ભાગ છે. માંડવી, બહુધાન, પાતલ, દેવગઢ, દધવાડા, હવેલી, બારગામ.

નદીઓ. તાપી, દક્ષિણે વહે છે. ૨ વહે નદી. રાજ પીપળાના ડુંગરમાંથી નીકળી તાપીને મળે છે.

ગામ, માંડવી, બહુધાન, માંબારે, બારે વરસે જાત્રા ભરાય છે. ધંટોલી, તડકેશ્વર વીગેરે.

## ૭ ચોર્યાસી.

સંગમ. સુરત તાપી નદીને કાંઠે છે એમાં ઘણા અમલદાર રહે છે. એમાં સંચા તથા છાપખાના તથા લાઇબ્રેરીઓ છે. શહેરનો મજબુત કીલ્લો તાપી નદીને કીનારે આવ્યો છે. એ નદીના સામે તીરે રાંદેર નામ કસ્બો છે, કતારગામ, ભાઠા, કુંભારીઆ, ઉમરા વીગેરે.

સ્ટેશન. સુરત, સચીન.

## ૮ ઓરપાડ.

નદી. ઉ. કીમ. દ. તાપી. સીના એ અરબી સમુદ્રને મળેછે.

ગામ. ઓરપાડ, કુડ્સદ, ભગવાદાંડી, અડાજણ, સુહાલ અમરોલી કોસાડ. વરાછા, સરસની પાશે સીદ્ધનાથ મહાદેવની જાત્રા હર વરસે ભરાય છે. મોરામાં કુવાની જાત્રા ભરાય છે. સ્ટેશન કીમ, અમરોલી, સાયણ.

## ભરૂચ જીલ્લો.

ઉત્તરે મહી. પૂર્વે. ગાયકવાડનો મુલક, દક્ષિણે કીમ. પશ્ચિમે ખંભાતનો અખાત.

તાલુકા. ભરૂચ. અંક્લેશ્વર, વાગરા. આમોદ જંબુસર.

## ભરૂચ તાલુકો.

મુખ્ય બેટ. ધંતુરીઆ, કાસવા.

નદીઓ. નર્મદા સાતપુડામાંથી નીકળી ખંભાતને મળે છે. એમાં જાત્રા ભરાય છે. સ્ટેશન. અમારગામ, પાલેજ, ભરૂચ.

ગામ. ભરૂચ. નર્મદાને કાંઠે ૨ ઝાડેશ્વર, ૩ નીકોરા ૪ શુક્લતીર્થ. ૫ સાહબા. ૬ ઝણોર. ૭ ટંકારીઆ. ૮ પારખેત. ૯ અમલેશ્વર. ૧૦ તવરા. ભાડભુતની. ૧૯ વરસે જાત્રા ભરાય છે.

## ૨ અંકલેશ્વર.

નદી. કીમ. ઉમરાવતી. રાજપીપળાના ડુંગરમાંથી નીકળી નર્મદાને મળે છે.

ખાડી વંઠ. ગામ અંક્લેશ્વર. હાંસોટ, દીવા, માંડવા, બુજુર્ગ, ઈલાવ, ફતપુર સીસોદરા વીગેરે.

## ૩ વાગરા.

ખાડી. ભુખી. ગામ. દેહેજબારા, ગંધાર, વિલાયત, લખીગામ.

## ૪ આમોદ

નદી. ઢાઢર, ઉત્તરે વહે છે.

ખાડીઓ. આછોદ, રૂપારેલ, ગોપાલ.

ગામ. આમોદ, કેરવાડા, માતર, સરભોણ, ઇખર, રોજા ટંકારીઆ.

## ૫ જંબુસર.

નદી. મહી માળવામાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. ઢાઢર ખંભાતના અખાતને મળે છે.

ગામ. જંબુસર, (ટંકારીઆ, દેગામ બંદર) ગજેરા કાવી, વેડચ. સારોદ વગેરે.

## ખેડાજીલ્લો

ઉત્તરે. અમદાવાદ જીલ્લો. ગાયકવાડ અને મહીકાંઠા રેવાકાંઠા, વાંસદાનું રાજ્ય પૂ. દ. મહી, પંચમહાલ ગાયકવાડનો મુલક, પશ્ચિમે ખંભાતનું રાજ્ય.

| | | |
|---|---|---|
| નદીઓ. | ૧ મહી માળવાના પર્વત | ખંભાતના અખાત |
| | ૨. વાત્રક | સાબરમતી |
| | ૩. મેશ્વો. | વાત્રકને. |
| | ૪. શેઢી ઉત્તરના ડુંગરામાંથી | વાત્રકને. |
| | ૫ મોહોર. | શેઢીને. |
| | ૬. ખારી. | સાબરમતીને. |

આ જીલ્લામાં સાત તાલુકા છે તેના નામ.

૧ કપડવણ. ૨ ઠાસરા ૩ નડીઆદ. ૪ મહેમદાવાદ. ૫ માતર. ૬ આણુંદ. ૭ બોરસદ.

## ૧ કપડવંજ.

નદીઓ. મોહોર કપડવંજ પાસે વહે છે. ૨ વાત્રક અપરજી પાસે છે. ૩ વરાસી મોહોરને મળે છે.

ગામ. કપડવંજ કાચ સાબુ વાસ્તે પ્રખ્યાત છે. ૨ આંતરોલી. ૩ કઠલાલ ૪ છીપડી ૫ તોરણા, ૬ લસુંદ્રામાં ઊના પાણીના કુંડ છે.

## ૨ ઠાસરા.

નદીઓ—૧ મહી ઉત્તરે છે ૨ શેઢી ઉત્તરના ડુંગરમાંથી નીકળી મોહોરને મળેછે. ગળતી—

ગામ ડાકોર એમાં રણછોડજીનું મંદીર છે ને તે ગોમતી તળાવને કાંઠે છે ને ત્યાં હર પુનમે લોકો જાત્રા જાય છે. ૨ જનોડ, ૩ પડાળર, ૪ કાલસ વીગરે. સ્ટેશન ડાકોર, ઠસરા, પાલી.

## ૩ નડીયાદ.

નદીઓ—શેઢી વાત્રકને મળે છે, ૨ મોહોર શેઢીને મળે છે. લુણી શેઢીને મળે છે.

ગામ–નડીઆદ, અલીણા, ચુણેલ, મોહોલેલ, ઉત્તરસંડા, ચકલાસી, નરસંડા, ડભાણ, વડતાલમાં સ્વામીનારણનું મંદીર છે.

## ૪ મેમદાવાદ.

નદીઓ–ખારી સાબરમતીને મેશ્વો વચ્ચે છે ૨ વાત્રક સાબરમતીને મળે છે. ૩ મેશ્વો વાત્રકને મળે છે ને વાત્રકને શેઢીના સંગમપર ખેડા છે. ૪ શેઢી વાત્રકને મળેછે.

ગામ ખેડા વાત્રકને શેઢીના સંગમપર છે, ૨ મેમદાવાદ મહમદબેગડાએ વસાવ્યું અને તે રેલવે સ્ટેશન છે. અને ભમરીઓ કુવો ને વાત્રકને કાંઠાપરનો રોજો જોવા

લાયક છે, ૩ શુંજ ૪ મહીજ, ૫ સરસવણી, ૬ કની-જ, ૭ રૂદણુ વીગરે.

## ૫ માતર.

નદી—સાબરમતીની પશ્ચિમે છે.; વાત્રક સાબરમતીને મળે છે.

ગામ—માતર, રંઢુ, લિંબાસી, ત્રાજ.

## ૬ આણુંદ.

નદી—મહી પુર્વે છે.

ગામ—ઉમરેઠ રેલવેનું મથક છે. ૨ આણુંદ ડાકોર રેલવેની શાખા ત્યાં આગળ મળે છે. ૩ નાપાડ, ૪ કરમસદ, ૫ ઓડ, ૬ સારસા, ૭ બોરીઆવી, ૮ સામરખા, ૯ ચીખોદ્રા, ૧૦ થામણા, ૧૧ સંડલપુર, ૧૨ વાસદ રેલવે સ્ટેશન છે.

## ૭ બોરસદ.

નદી—મહી ખંભાતના અખાતને મળે છે.

ગામ—બોરસદ, આંકલાવ, ભેટાસી, વીરસદ, અલારસા, રાસ, દાવોલ, દેહેવાણુ, પીપળાવ, સુણાવ.

## ૪ પંચમહાલ

ઉ. લુણાવાડા, સુંથ, સંજેલી, પૂર્વે બારીઆનું રાજ્ય દ. ગાયકવાડ. ૫. ગાયકવાડનો મૂલક.

પર્વત—પાવાગઢ.

નદી—મહી.

| તાલુકા. | ગામો. |
|---|---|
| ગોધ્રા. | ગોધ્રા, સેહેરા. |
| કાલોલ. | કાલોલ, હાલોલ, વેજલપુર |
| દાહોદ. | દાહોદ, ઝાલોદ. |

## અમદાવાદ જીલ્લો.

દક્ષિણે તથા પશ્ચિમે કાઠિયાવાડ, ઉત્તરે ગાયકવાડનો મુલક, પૂર્વ, અગ્નીકોણે ખેડા જીલ્લો.

નદી—સાબરમતી અરવલીના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

તાલુકા—પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઈ, ધંધુકા, ઘોઘા, સાણંદ. (પાટડીને માંડળ) પેટા તાલુકા છે.

### પ્રાંતીજ.

નદી–સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, ખારી, મેશ્વો.

ગામ–પ્રાંતીજ, ઓરાણ, ગાબડ, ધનસુરા, ચોઇલા, દેહેગામ, મોડાસા, બાયડ, હરસોલ, દેશાશણ લાલપુર.

### વીરમગામ.

તળાવ–મુનસર, ગંગાસર, એ સિદ્ધરાજ જયસિંગે બંધાવેલું છે.

ગામ–વીરમગામ, દેત્રોજ, ઓગાણ, ગોરીયા, રામપુર, સીતાપુર, માંડલ, પાટડી, ખારાઘોડામાં મીઠું પાકે છે, સ્ટેશનો પાટડી, ખારાઘોડા, વીરમગામ, આ તાલુકામાં દરજીનું કામ સારૂં વખણાય છે.

### ધોળકા.

સરોવર–દુરગો, મેણી, અને નળ એનું પાણી ખારૂં છે.

ગામ–ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, સરોડા, કોઠ, અને વૌઠા એમાં કાર્તિકશુદ પુનમે મેળો ભરાયછે.

### દસક્રોઈ.

નદીઓ–સાબરમતી, મેશ્વો, ખારી.

ગામ–અમદાવાદ સાબરમતીને કાંઠે છે. ઇ૦ સ૦ ૧૪૧૧ માં મહમદ સુલતાને એ શેહેર બંધાવ્યું હતું અને હાલ તે ગુજરાતની રાજધાની ગણાય છે. એમાં ઘણા અમલદારો અને શાહુકારો વસે છે. શેહેરની પાસે તોપખાનું રહે છે. તે-

માં મુખ્ય જુમામસીદ, ત્રણ દરવાજા, ભદ્ર, મિશનસ્કુલ. પ્રાર્થના સમાજનું મંદિર, કાકરીયું તળાવ, શાહઆલમનો રોજો, માતરભવાનીની વાવ, દાદાહરીની વાવ, અડાલજની વાવ, મલેકસાબાનું તળાવ, વટવાનોરોજો, પીરાણાનોરોજો, શાહીબાગ, હઠીસંગનું દેવળ તથા બંગલો, એ જોવા લાયક છે.

ગામ—ઉંવારસર, વટવા, કુવા, નરોડા, બારેજા, જેતલપુર, પીરાણા વગેરે. સ્ટેશનો—અમદાવાદ, સાબરમતી.

## ધંધુકા.

નદીઓ—ભાદર, ગોમા, કાઠિયાવાડમાં ઉત્પન્ન થઇ ઓકારને મળે છે. નીલકા, ઉતાવળી ઓકારને મળે છે.

ગામ—ધંધુકા, અને ધોલેરા રનું મથક છે. બળવારા, રાણપુર, ખસ, ગાંફ, નાગનેશમાં મીઠું પાકે છે. ભીમનાથમાં શ્રાવણ વદ અમાશે મેળો ભરાય છે.

## ઘોઘા.

ખાડી—ભાવનગરની.

ગામ—ઘોઘા, વાલુકડ, કમલેજ.

## સાણંદ.

નદી—સાબરમતી, રોહર.

ગામ—સાણંદ, સરખેજ, ગોધાવી, ચોરવડોદરા. કાસીંદ્રા, વીસલપુર, મોડાસર, ચેખલા, છારોડી. આમલીરોડ, નોદ્રાડ. સ્ટેશનો—સાણંદ, છારોડી, આમલીરોડ એ ત્રણ રેલવે સ્ટેશન છે.

## કાઠિયાવાડ.

ઉત્તરે કચ્છી રણ, પુર્વે અમદાવાદ જીલ્લો અને ખંભાતી અખાત, દક્ષિણે અને અગ્નિકોણમાં અરબીસમુદ્ર, વાયવ્યકોણમાં કચ્છી અખાત.

પર્વતો—૧ ચોટીલા, ૨ વાલાકગીર કે મોરધાર, અને લાંબધાર ગોહેલવાડમાં એની પાસે પાલીતાણાનો પ્રખ્યાત

શેત્રુંજો નામે ડુંગર છે એના ઉપર જૈનીઓએ કરોડો રૂપીઆ ખરચી દેરાં બંધાવ્યાં છે. ૩ ગીર એ સોરઠમાં, ૪ ગીરનાર જુનાગઢ આગળ તે કાઠીઆવાડનાં સઘળા ડુંગરોથી ઉંચો છે અને હિંદુલોકની જાત્રાનું ઠેકાણું છે. ૫ બર્ડા તે બર્ડામાં છે.

નદીઓ—૧ભાદર, ૨ શેત્રુંજી, ખંભાતના અખાતને મળેછે. ૩ મચ્છુ. કચ્છના રણમાં જાયછે. ૪ ઓઝાટ ઉએણુને મળે છે. ૫ આજી, કચ્છના અખાતને મળેછે.

હિંદુલોકના તીર્થ. દ્વારકા, સોમનાથ કે પ્રભાસપાટણ, પાલીતાણાછે. એના દશ પ્રગણાં કરેલાં છે તેના નામ.

૧ ઝાલાવાડ, ૨ ગોહીલવાડ. ૩ ઉંડસરવૈયા. ૪ બાબરીઆવાડ. ૫ કાઠીઆવાડ. ૬ સોરઠ. ૭ બર્ડા. ૮ હાલાર ૯ મચ્છુકાંઠો. ૧૦ ઓખામંડલ.

## ૧ ઝાલાવાડ.

શેહેરો. ૧ ધ્રાંગધ્રા. (બંટીઓ). ૨ વઢવાણ ૩ હળવદ ૪ લીંબડી. ૫ વાંકાનેર. ૬ લખતર. ૭ થાન. ૮ સાયલા. ૯ ચુડા. ૧૦ બજનણા.

નદીઓ. ભોગાવો, લીમડીનો ભોગાવો, ફુલકુ, બામણુ, મચ્છુ વિગેરે.

## ૨ ગોહિલવાડ.

નદીઓ—૧ ભાવનગરની ખાડી, ૨ શેત્રુંજી. ૩ માલન. ૪ ધાતરવાડી.

શેહેરો—ભાવનગર, સિહોર, કુંડલા, મહુઆ, પાલીતાણા (જાત્રાનું ઠેકાણું) ગારીઆધર, વળા, લાઠી.

## ૩ ઉંડસરવૈયા.

નદી.—અંગડ. શેહેરો.—દાઠા, ગણધોર, ચોક.

## ૪ બાબરીઆવાડ

નદીઓ.—ધાતરવાડી, રાયસી, ઘોરાધરી, રૂપેણ.

શેહેરો.–૧ જાફ્રાબાદ. ૨ ઉંડાણુ.

## ૫ કાઠીઆવાડ.

નદીઓ.–સુકભાદર, ગોંડલી, શેત્રુંજી.

શેહેરો.–૧ અમરેલી. ૨ ધારી. ૩ જેતપુર. ૪ ચીતલ. ૫ બીલખા. ૬ બગસ. ૨૭ જસદન.

## ૬ સોરઠ,

નદીઓ.–સાવરી, કાવહારણુ, ભાદર, ઘ્રુબી, ઓઝાત, સામન, સીઆવડો.

શેહેરો.–જુનાગઢ, (જાત્રાનું ઠેકાણું) વેરાવળ કોડીનાર, બાટવા, અમરાપુર.

## ૭ બરડા.

નદી.—ભાદર. શેહેર. પોરબંદર.

## ૮ હાલાર.

નદીઓ.—રામવતી, ઉંદઆજી.

શેહેરો.—નવાનગર (કંકુ) જોડીઆ, આમરણુ, ખંભાળીઆ, રાજકોટ ( કાઠીઆવાડની રાજધાની ને પોલીટીકલ રહે છે.) સરધાર, ગોંડલ, ધોરાજી, જાફ્રા. ધોળ, સરપદ.

## ૯ મચ્છુકાંઠો.

નદીઓ.—મચ્છુ, ઘોડાધ્રોઇ.
શેહેરો.—મોરબી, માળીઆ.

## ૧૦ ઓખામંડળ

શેહેરો—દ્વારીકા. (જાત્રાનું ઠેકાણું) કચ્છીગઢ, આરંભડુ, ધીનાકી, મઢી.

## પાલણપુર એજન્સી.

ઉત્તરે મારવાડ, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શીરોઈ અને મહીકાંઠા એજન્સી, પશ્ચિમે કચ્છી રણ છે.

નદીઓ–બનાસ, સરસ્વતી, શિરોઈના ડુંગરમાંથા

નીકળી કચ્છના રણને મળે છે. એના મુખ્ય ૧૧ ભાગ કર્યાછે.

| | |
|---|---|
| ૧ પાલણપુર—પાલણપુર, ડીશા. | ૬ વાવ—વાવ. |
| ૨ રાધનપુર—રાધનપુર. | ૭ સુઇગામ—સુઇગામ. |
| ૩ તેરવાડા—તેરવાડા. | ૮ દેવદર—દેવદર. |
| ૪ વારાઈ—વારાઈ. | ૯ આરવડ—સાંતલપુર. |
| ૫ થરાદ—મોરવાડા, થરાદ. | ૧૦ ભાભર—ભાભર. |

૧૧ કાંકરેજ—કાંકરેજ.

એ સિવાય બીજા નાના સંસ્થાનો છે.

## પાલણપુર સંસ્થાન

ઉત્તરે મારવાડ ગાયકવાડના તાબાનો મુલક. પૂર્વે શિરોઈ અને દાંતાના સંસ્થાનો; પશ્ચિમે દેવદરને થરાદ છે.

તાલુકા—ધાનદોર; ડીશા, ધાનેરા, પાથાવાડા.

નદીઓ—અનાસ, સરસ્વતી, નીમરાખી.

મુખ્ય કસ્બા—પાલણપુર, ડીશા, એમાં અંગ્રેજી લશ્કર રહે છે.

## રાધનપુર સંસ્થાન.

ઉત્તરે મારવાડ, દક્ષિણે માંડલ, ઝીંઝુંવાડા, પૂર્વે પાટણ જીલ્લો, પશ્ચિમે વારાઈ સંસ્થાન, નદી—અનાસ. કસ્બા—રાધનપુર, સમી, મુજપુર.

## મહીકાંઠા એજન્સી.

ઉત્તરે આબુ,પૂર્વે મેવાડનો પહાડી મુલક, દક્ષિણે દેહગામ તાલુકા, અમદાવાદને ખેડા જીલ્લો તથા રેવાકાંઠા. પશ્ચિમે ગાયકવાડનો મુલક, પાલણપુર એજન્સી.

નદીઓ—સાબરમતી અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. વાત્રક ડુંગરપૂર પાસેથી ઉત્પન્ન થઈને મેઘેજ, માલ્લપુર, ભાડવા, અને ખેડા પાસે થઈ સાબરમતીને મળે છે. હાથમતી ને ખારી એ સાબરમતીને મળે છે. મેશ્વો તથા માજીમ પણ સાબરમતીને મળે

છે. એના ૫૯ ભાગ તથા ૬૫ પ્રગણા કર્યા છે. નાની મારવાડ તેમાં ઇડર, મહારાજાના તેના ભાયતના તથા દાંતાના તથા માલપુર અને બીજા રાજાઓનો મુલક છે રેવર એ રેવર રજપુતોનું છે. એમાં મોહનપુર, રણાસળ વીગરે બીજા તાલુકા છે. ૩ સાંબરકાંઠો, માણુસા, પેથાપુર, વરસોડા, ઇલોલ, ૪ વાત્રકકાંઠો, આમલીઆરા, ઘોડાસર. સઢવા, પુનાદરા. ૫ બાવીસી, વાસણા, મહીશ, દંભોડા બીજા મેહેવાસી ગામડાં છે. ૬ કટોસણ, જેટાણા; સાંથલ, કળસણ મગુન.

## ઇડર સંસ્થાન.

અહમદનગર, ઇડર, વદાલી, બાયડ, ચોયલા, ગાબડ દાંતા, માલપુર, સંસ્થાન. દાંતામાં શેરડી પાકે છે ને આરસ પથરાની ખાણો છે. માલપુરમાં ડાંગેર પાકે છે. ને આરાસુરના પહાડમાં અંબાજીની જાત્રા ભરાય છે. મોહનપુર, અરપોદ્રામાં અબરખની ખાણો છે. ભાલુશણાને શતલાસણા, માણુસા ઘોડાસર, ને આમલીઆરા.

## રેવાકાઠો.

ઉત્તર. વાવ્ય. અને ઇશાનકોણમાં મહીકાંઠાને રજપૂત સંસ્થાનો પૃ. મધ્ય હિંદુસ્તાન માંહેના સંસ્થાનો અને ખાનદેશ દાક્ષણે ગાયકવાડના મુલક અને સુરત જીલ્લો. પશ્ચિમે ગાયકવાડનો મુલક અન ખેડા જીલ્લો તથા પંચમહાલનો થોડો ભાગ.

મુખ્ય પર્વત—રાજપીપળા.

નદીઓ—મહી, નર્મદા પુનમ, ગોમા, ઢાઢર, વિશ્વામીત્રી, હરેણ, કરજણ, ઓર વીગરે.

સંસ્થાનો ૬ છે—કડાણા, સજેણી, ભાદરવા, ઉમીટા ખંખેરા, મેવાસ ને પાંડુમેવાસ—૭ મોટા સંસ્થાનો નીચે પ્રમાણે. રાજપીપળા-નાદોદ, છોટા ઉદેપુર-છોટા ઉદેપુર, બારીઆ-બારીઆ, સુંઠ-સુંઠ, વાડાસનોર-વાડાસિનોર. લુણાવાડા-લુણાવાડા

## ગાયકવાડ.

મુખ્ય શેહેર—વડોદરા એમાં ગાયકવાડ સરકાર રહે છે. નવસારી, વસ્ત્રાવી, વેલેશ્વર, ગણદેવી, તેલારી વીગેરે સુરત જીલ્લામાં છે. અમરેલી મહાલ, ઓખામંડલ, કાઠી-આવાડમાં છે. ચોથો ભાગ પાટણ, સીધપૂર, મેશાણા, પાંચમો વજપુર તરાફ. એ ખાનદેશમાં છે.

## ખંભાત સંસ્થાન.

ઉ. તથા પુ. ખેડા, અગ્નિકોણમાં ગાયકવાડનો મુલક, દક્ષિણે મહી ને ખંભાતનો અખાત પશ્ચિમે સાબરમતી ને અમદાવાદ જીલ્લો ને ખેડાના કલેકટરના હાથનીચે છે.

મુખ્યશેહેર—ખંભાત મહી ઉપર છે.

## प्रकरण ९ मुं

## મદ્રાસ ઇલાકો

એના પાંચ ભાગ કર્યા છે. ૧. કર્ણાટક, ૨. ઉત્તર સરકાર, ૩. કોઇમ્બતુર, ૪. મલબાર કાંઠો. ૫. કાનડા.

| નદીઓ. | શેહેરો. |
|---|---|
| ૧ ગોદાવરી. | ઔરંગાબાદ (ઔરંગજેબની રાજધાની હતી) નાગપુર (રેશમીકોરનાં ધોતીઆં અને રૂના કારખાનાં છે.) |
| ૨ કૃષ્ણા. | મચ્છલીપટ્ટણ (છીંટના કારખાના). |
| ૩ મુસી. | હૈદ્રાબાદ (નીઝામની રાજધાની અને તેની પાસે ગોવળકોંડા તેમાં હીરાની ખાણો છે). |
| ૪ કાવેરી. | તાંજોર (બોધના દેરાં) શ્રીરંગપટ્ટણ (મૈસુરની રાજધાની. |

## મુખ્ય શહેરો.

મદ્રાસ—એ મલબાર કાંઠે વેપાર અને વસ્તીમાં આખા હિંદુસ્થાનમાં ત્રીજા નંબરનું શહેર છે.

૧ ગંજામ પ્રગણું—ચીકાકોલ (મુખ્ય શેહેર) બ્રહ્મા-પોર, પાર્લાકીમેડી, (જાગીરદારને તાબે છે)

૨ ગોદાવરી પ્રગણું—રાજમન્ડી (મુખ્ય શેહેર) કોરીંગા, કોકાનદા, નરસપુર ( નાના બંદરો છે. ) ઇલુર ( સેત્રંજી બનાવવાના કારખાના છે ) પીટાપુર ( જાગીરદારને તાબે છે)

૩ વિશાગાપટ્ટણ પ્રગણું—વિશાગાપટ્ટણ ( શોભીતા સાબરનાં શીંગડા, હાથીદાંત અને સુખડની પેટીઓને વાસ્તે પ્રખ્યાત છે.) વિઝીઆ નગર, બોબીલી (બંને જમીનદારને તાબે છે) બીમીલીપટ્ટણ (દરિઆઈ શેહેર છે).

૪ ક્રિષ્ણા પ્રગણું—મચ્છલીપટ્ટણ અથવા બંદર [દરીઆના તોફાનથી ઘણી વખતે નાશ પામ્યું હતું.) બેઝવાડા (મદ્રાસથી કલકત્તાના રસ્તા ઉપર) ગંતુર.

૫ નેલોર—નેલોર, ઓંગોલ, વેકાંતગીરી ( જમીનદારને તાબે છે).

ચીંગલીપુર પ્રગણું—ચીંગલીપુર ( મુખ્ય શેહેર) સેદાપેટ (મદ્રાસની પાસે આ જીલ્લાના કલેકટરનું મુખ્ય મથક અહીંઆં છે). કાનજીવરમ (મોટા બોધનાં દેરાં અને ચોલા નામના જુના રાજ્યની રાજધાની હતી) સેડ્રાઝ, પુલીકાટ (વલંદાને તાબે હતા) મહાબલીપુરમ (દેરાનેવાસ્તે)

૭ ઉ૦ આર્કાટ—આર્કાટ (૧૭૫૧ માં ચંદા સાહેબે ઘેરો ઘાલ્યો હતો ત્યારે ક્લૈવે તેને હરાવ્યો હતો) વેલોર (તેના કિલ્લામાં વારમવાર કેદીઓ પુરવામાં આવેછે.) ચીતુર (આર્ણી અને મોટુ બોધનું દેરું છે.) વાંડીવાસ (લડાઇથી વખણાએલું છે). ત્રીપટી,સતીગીરી ( નારંગી વાસ્તે પ્રખ્યાત છે.) આરની, કલાસ્ત્રી, કારવેટા નગરમાં.

૮ દ૦ આર્કાટ—કાડાલોર (રાજધાની) સેન્ટડેવીડનો કીલ્લો (કોરોમાંડલ કાંઠા ઉપર અને તે પહેલાં રાજધાની હતી.) જીંજી (લડાઇને વાસ્તે પ્રખ્યાત છે.)

૯ ત્રીચીનાપલ્લીપ્રગણું—ત્રીચીનાપલ્લી (ત્યાંના લોકો ઘરેણા બનાવવામાં, હીરા ઘસવામાં અને જીન બનાવવાના કામમાં અને બીડીઓ બનાવવામાં હુશીઆર છે)—સીરંગપટ્ટણ (મોટું દેરૂં છે અને કાવેરીને કોલેરૂના સંગમપર છે).

૧૦. તાંજોર પ્રગણું—તાંજોર (રેશમ, મખમલ, સુતરના કારખાના છે) કોંબોકોનમ (વણુવાનાને કાંતવાના પીતરના સંચા અને મોટી નીશાળ છે) નાગોર, નેગાપટ્ટણ, ત્રાંક્વીબાર (બંદરો) માયાવરમ, શીઆલી, પુડુકોટા (એ રાજ્યની રાજધાની).

૧૧. મદુરા પ્રગણું—મદુરા અસલના (પાંડુરાજ્યની રાજધાની અને અગાઉના વખતમાં દક્ષિણ હિંદુસ્થાનમાં વિધ્યાનું મથક હતું) શિવગંગાલ (જમીનદારે) ડીંડીગલ (ત્યાંની બીડીઓને વાસ્તે) રામનંદ (જમીનદાર છે)

૧૨. તીનાવલ્લી—તીનાવલ્લી, તુતીકોરીન, (તેના પડોશમાં મોતી નીકળે છે. અને ત્યાંથી દેશાવર ખાતે રૂ ચડાવવામાં આવે છે.)

૧૩. કુડાપાટ પ્રગણું—કુડાપા, રાયાચુતી.

૧૪. કરનુલ પ્રગણું—કરનુલ, કામબામ, નાન્ડીઅલ.

૧૬. બેલારી પ્રગણું—બેલારી, ગુત્તી, એડોની.

૧૬. સાલેમ પ્રગણું—સાલેમ, હોઝર, તીરૂપેતુર, ધરમપુરી, નામાકલ.

૧૭. કોઇમ્બટુર—કોઇમ્બટુર (નીલગીરીના તળીએ) ધરમપુર (અમરાવતી પાસે) ભવાની (ભવાની ને કાવેરીના સંગમપર અને બે મોટાં દેરાં છે)

૧૮. નીલગીરી—ઉટકમંડ (મદ્રાસનો ગવર્નર અને અમલદાર અહીંઆં રહે છે). કોટાગીરી વેલીંગટન કુનુર.

૧૯. મલબાર—કાલીકટ (રાજધાની અને પહેલાં તે ઝામોરીનની રાજધાની હતી અને વાસકોડી ગે

યુરોપનો ખલાસી જે હિંદુસ્તાનમાં અહીંઆં પેહેલો ઉતર્યો.) કાનાનોર ( મરી, સાગ, નાળીએર વાસ્તે ) તલીચરી (મરી, એલચી, સુખડના લાકડા વાસ્તે) કોચીન વેપારનું (બંદર ને આગળ પૈસાદાર શેહેર હતું ) માનાંટોડી પાલઘાટ.

૨૦. દ. કાનડા પ્રગણું—માંગલોર ( સોપારી વાસ્તે )

૨૧. ત્રાવનકોર—ત્રીવનડ્રમ ( રાજધાની ) આલેપી ( મરી, નાળીએર, એલચો, શાગ, પરદેશ ખાતે જાયછે. )

## મ્હૈસુરને કુર્ગનાં સંસ્થાનો.

પર્વતો—નીલગીરી, પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, નંદીદુર્ગ.

નદીઓ—ગોદાવરી, કૃષ્ણા, પનેર, પનાર, કાવેરી.

મ્હૈસુર પ્રાંત—મ્હૈસુર (મહારાજાની રાજધાની) સીરંગપટ્ટણ ( હૈદર ને ટીપુની રાજધાની ) બાંગલોર (લશ્કરની છાવણીને હવાની જગા છે ).

ચીતાલડ્રૂગ—કોલર, સીમોગા, તુંકુર.

કોચીન—ત્રીચુર, કોચીન.

કુર્ગ—મરકારા, ( રાજધાની ).

## વરાડ સહીત હૈદ્રાબાદ.

નદીઓ—ગોદાવરી, જંજીરા, પેનગંગા, વરધા, બધી ગોદાવરીને મળે છે. કૃષ્ણા, મુસી, તુંગભદ્રા (તુંગા, ભદ્રા ) કૃષ્ણાને મળે છે.

શેહેરો—હૈદ્રાબાદ (કૃષ્ણાને મળનારી મુસિને કાંઠે રાજધાની) શીકંદ્રાબાદ(હૈદ્રાબાદની ઉત્તરે, હિંદુસ્તાનમાં સૌથીમોટું લશ્કરનું મથક ને તેની પડોશમાં હુસનસાગર નામનું તળાવછે.)

બોલારામ—(પડોશમાં નિજામનું લશ્કર રહેછે) વરંગુળ (તૈલંગાની જુની રાજધાનીતે હાલમાં નાશ પામેલી જગ્યા છે) નાંદેર. ( ગોદાવરી ઉપર સીક જાત્રાળુને વાસ્તે જગ્યા છે. )

જાલના. ( ઇંગ્રેજી લશ્કરની છાવણી ) ઓરંગાબાદ ( ગોદાવરીને મળનારી દૂધના ઉપર ને તે નામ ઓરંગજેબ

બાદશાહ ઉપરથી આપવામાં આવ્યું છે ને ત્યાં તેનો મહેલ ને તેની પ્યારી બૈરીની કબર છે.) દોલતાબાદ, ( દેવગીરી ત્યાંનો વખાણવા લાયક કિલ્લો છે ) ઇલોર. ( ગુફાના દેરા વાસ્તે પ્રખ્યાત. ) અસાઇ, ( લડાઇઓને વાસ્તે ) બીદર. ( ગોદાવરીની શાખા ઉપર, પહેલા બીદરના રાજની રાજધાની હતી તે હાલમાં શણગારેલા હોકા ને સોપારીના પ્યાલા બને છે ) ગોવલકાંડા, ( હૈદ્રાબાદથી છ મૈલને છેટે ને ત્યાંના રાજા કે જેણે ૧૬,–૧૭ મા સૈકામાં રાજ્ય કર્યું તેમની કબરો છે ) ગુલબર્ગા, પાંગલ, દેવરકોંડા, રાયચુર ( મદ્રાસ રેલનું મોટું મથક છે ) કલ્યાંણી.

## વરાડ.

ઉમરાવતી. ( રૂનું મથક છે ) અકોલા ( મુખ્ય શેહેર છે ) ઇલીચપુર, કરીંગા, સીઆગામ.

## મધ્ય પ્રાંતો.

ઉ. બુદેલખંડ અને વાવ્યપ્રાંતો પ. ભોપાળ, ઇંદોર, ખાનદેશ ને બીજા દેશી રાજ્યો. દ.વરાડને નીઝામનું રાજ્ય પૂ. મદ્રાસ ઇલાકો તથા બંગાળા પ્રાંત.

વચલો નર્મદાનો પ્રાંત—સાગર ( ટેકરીપર મેદાનમાં સુંદર સરોવર પર ) દામોહ.

નર્મદાની ખીણનો પ્રાંત—જબલપુર ( નર્મદા પર વેપારની જગા અને તેની પડોશમાં ખોદીકાઢેલા કોલસા અને હાથી તથા વિશાળ ચાર પગા જાનવરનું રહેઠાણ તેની પડોશમાં માલમ પડે છે ) નરશીંગપુર, હુશંગાબાદ, નીમાર અમરકંટ ( માહાદેવની જાત્રા છે. )

સાતપૂડાની ટેકરીનો પ્રાંત—માંડલા, બાલાઘાટ, સીઓની, ચીંદવારા, વાલસ્કોની, કોહીંદવાડા, બૈતુર,

વર્ધા, વેનગંગાની ખીણમાં નાગપૂરનું સપાટ મેદાન—નાગપૂર (રાજધાની ને અહીની છીંટ, જાડી ધાબળીઓ તં-

બુનું જાડું લુગડું, તાંબાને પીતળના વાસણો બને છે. શેહેરની પાસે સીતાબરીની ટેકરી છે ) ભંડારા (ભરતકામ) ચંદા, વર્ધા, આશીરગઢ, હિંગણઘાટ, ( રૂનું મથક છે. ) ખંડવા બુરાનપૂર. ( કશબી વણાટ પ્રખ્યાત છે ) કામ્પટી ( લશ્કર. )

૫. છત્રીશગઢ પ્રાંત—રાયપુર, બીલાસપુર.

૬. મહાનદીનો પ્રાંત—સંબલપુર.

## ૬ મધ્ય હિંદ એજન્સિ.

એમાં ગ્વાલીઅર ને પ્રાચીન માળવાનો ઘણો ખરો ભાગ ને બીજા ભાગમાં બુદેલખંડ માંહેલુ રેવાનું મોટું રાજ્યછે.

નદીઓ—ચંબલ, સીંધ, બટવા, સોન.

શેહેરો— ઇંદોર અથવા હોલકરનું રાજ્ય—ઈંદોર (માળવાની રાજધાની ને રેસીડન્ટ ત્યાં રહે છે ) મહુ ( લશ્કરની છાવણી ) .

૨. ગ્વાલીયર અથવા સીંધીઆનું રાજ્ય—ગ્વાલીઅર ( રાજધાની અને ત્યાં કીલો છે ને મહમદ ગીજની, બાબર, અકબર, ને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો. ઉજેણ અતિશય હિંદુના દેરાં છે ને વિક્રમને ભોજ રાજાની રાજ્યધાની ને સાત હિંદુના પ્રખ્યાત શેહેરમાં તે પણ ગણાય છે ) ભીલસાં- ( તંબાકુ સારી પાકે છે ને ત્યાં ઘણાં ઘણા બુધ્ધો રહેછે) મંદુસર ( ચંબલની શાખા ઉપર છે ને ૧૮૧૮ માં છેલુ તહનામું હોલકર ને અંગ્રેજો વચ્ચે થયું હતું ) નીમચ ( લશ્કર રહે છે.)

૩. ભોપાલ—ભોપાલ ( રાજધાની ને બેગમનું મથક છે ) સીલ્હોર (લશ્કરની છાવણી.)

૪. રેવા—રેવા મુખ્ય શેહેર છે.

૫. મધ્ય હિંદ માંહેલું દેશી રાજ્ય—ધાર ( મુખ્ય શેહેર છે) રતલામ (રતલામના રાજ્યનું મુખ્ય શેહેર અફીણના વેપારનું મથક છે)

## રજપુત સંસ્થાન.

નદીઓ.—લુણી, ચંબલ, બટવા મુખ્ય પર્વત. આરાવલી. સરોવર. સંભર સર ૧. મેવાડ (ઉદેપુર) ૨. મારવાડ (જોદ્ધપુર એમાં ઘણી પથરની ઇમારતો જોવા લાયક છે) ૩. જેપુર (જીતનું શેહેર અને હિંદુસ્તાનમાં સારી બાંધણીનું તે શેહેર છે અને ત્યાં ચીત્ર કામ સારા થાય છે) ૪. બુંદી, ૫. કોટા (ચંબલ નદી પર) ૬. વિકાનેર (ઘણા ઉંચા ઘરોને દેરાં ને મીનારા છે ને માટીની લાલ રંગીત કોઠિઓને વાસ્તે પ્રખ્યાત છે) ૭. કીસોરી ૮. કીશનગઢ ૯. ભરતપૂર (સાંકડી ગલીઓ વાળું શેહેર છે ને ભરત વખણાય છે) ૧૦ જેસલમીર ૧૧ અલવદ ૧૨ સીરોઈની (તલવાર) ૧૩ ડુંગરપૂર ૧૪ વાસવાડા ૧૫ પ્રતાપગઢ (છીદરીઓ) ૧૬ ઝાલાવાડ ૧૭ ધોળપુર ૧૮ ટોંક ૧૯ મીચરી (અલવદના રાજ્યનું મુખ્ય શેહેર) ૨૦ આબુ જાત્રાનું ઠેકાણુંછે. ૨૧ અજમેર (અંગ્રેજને તાબે છે) ૨૨ નશોરાબાદ (લશ્કરની છાવણી)

## પંજાબ પ્રાંત.

મૂખ્ય પર્વત. કારાકોરમ, હિંદુકુશ, સીવાલીક, સેટિમન

નદીઓ. જેમલ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ, સીંધું એ બધી નદીઓ સીંધુને મળે છે.

શેહેરો. લાહોર (રાવી નદી ઉપર અને ત્યાં ઘણા મકાનને વાડીઓ છે ને ત્યાં જાહાંગીર બાદશાહની ઘોરછે) ૨. મીઆનમીર (લાહોરની પાસે લશ્કરની છાવણી છે) ૩. અમૃતસર (સીખ લોકોનું મુખ્ય ધામ છે) ને તે શેહેરની વચ્ચે તળાવ છે તેની વચ્ચે શીખનું દેરૂંછે તેમાં ગુરૂ ગોવીંદની મુર્તી છે) ૪. મુલતાન (ચીનાબ નદી પર જુનુ શેહેર છે) ૫. દેરા ઇસ્માલખાં, દેરા ગાજીખાં (સીંધુપર વેપારના શેહેરો છે) અટક (અટકપુરી) મનુના કાયદા

પ્રમાણે હિંદુ અહીયાંથી આગળ જતા નથી અહીયાં કાબુલ નદી સીંધુને મળે છે ) પેશાવર ( અફગાનીસ્તાનની જુની રાજધાનીને લશ્કરની છાવણી છે) પાણીપત (કુરૂક્ષેત્રની લડાઇઓને વાસ્તે પ્રખ્યાત છે માહા ભારતમાં વર્ણવેલી પાંડવ ને કૌરવ, વચ્ચે. ૧૧૯૧ પૃથુરાજ ને મહમદ ગોરી, વચ્ચે, ૧૫૨૬માં બાબરને ઇબ્રાહીમની વચ્ચે. ૧૫૫૬માં બેહેરામ ને હેમુ, વચ્ચે. ૧૭૬૧માં અહમદશાહ અબદલી ને મરેઠા વચ્ચે તે લડાઇઓને વાસ્તે પ્રખ્યાત છે સીમલા ( ગવર્નર જનરલ હવા ખાવા જાયછે, ને તે હવાનું ઠેકાણું છે) મરીની, જાલંદર, લુદીઆના, અંબાલા, ફીરોજપુર, સૈલકોટ, કારનાલ, ભાવલપૂર (માટીના ઘરોને વાસ્તે) (શાલો) કાસ્મીર, શ્રી નગર ( કાસ્મીરની રાજધાની) ઇસ્માલકાબાદ, પતીઆલા, જીંદ, નભા, કપરથલા, ફરીદકોટ, કલશીઆ

## વાયવ્ય પ્રાંત.

આ પ્રાંતના મુખ્ય ત્રણ ભાગ પાડયા છે તે નીચે પ્રમાણે.

૧. હિમાલયમાં આવેલો પ્રદેશ ૨. ગંગા ને જમના નદીઓનો ઉત્તરનો પ્રદેશ ૩. જમના નદીનો દક્ષિણનો પ્રદેશ

મુખ્ય નદીઓ—ગંગા, જમના, રામગંગા, ગોમતી, ગોગ્રા, બટવા, શોન.

શેહેરો—દીલ્લી ( ઇંદ્રપસ્થ તેનું જુનું નામ. ) આ શેહેર જમનાને કીનારે છે, એ આગળ મુસલમાન રાજાઓના વખતમાં રાજધાની હતી, તેથી એમાં ભપકાબંધ મેહેલો, મશીદો ને મીનારા જોવા લાયક છે, તેમાં મુખ્ય બાદશાહી મેહેલ ઘણોજ જોવા લાયક છે. શાહજાહાં પાદશાહે કરાવેલું મૌરાશન આ મેહેલમાં હતું. જુમા મસીદ કરીને મસીદ તે આખા હિંદુસ્તાનમાં સઘળા મુસલમાનને ભકતી કરવાની જગા છે. શેહેરથી ૯ મૈલને છેટે કુતુબ મીનારો છે તે મીનારાની ઉંચાઇ ૨૪૨ ફીટ હતી અને તે કુતબુદીન પાદશાહે બંધાવ્યું હતું ૨. મથુરા જમનાને કાંઠે અને કૃષ્ણ-

ની જન્મ ભૂમી છે, ઈ૦ સ૦ ૧૦૧૭ માં મહમદ ગીઝની-એ તે શેહેર લુટયુ હતું. ૩. આગ્રા જમના નદીને કાંઠે મૂગલાઈ રાજની રાજધાની હતી અને તેની પડોશમાં પ્રખ્યાત તાજ મહેલ અને તેની પાસે હિંદુસ્તાનમાં સૌથી સુંદર મકાન છે જેમાં અકબર બાદશાહની ઘોર હતી. ૪. કાલ્પી જમનાને કાંઠે છે, ૫. ઈટાવા ૬. અનુપશેહેર ૭. ફતેહગઢ ૮. કાનપુર ગંગાને કાંઠે લશ્કરની છાવણી અને પુષ્કળ વેપાર ચાલે છે અને ઇ૦ સ૦ ૧૮૫૭ માં દેશી લશ્કરે બળવો કર્યો તેમાં ઘણા મકાન પડી ભાગ્યા છે. ૯. અલાહબાદ ગંગાને જમનાના સંગમ ઉપર વેપારનું મથક છે ૧૦ મીરજાપુર (સાદરીઓને વાસ્તે પ્રખ્યાત છે) ૧૧ વણારસી અથવા બનારસ. ( કાશી ) ગંગાના કાંઠા પર છે અને તેમાં ઘણા ભપકાબંધ દેવલો, મસીદો, મહેલો વીગરે છે અને હિંદુસ્તાનના સઘળા જાત્રાળું આ શેહેરમાં ઉતરે છે અને વેપાર વાસ્તે ઘણું પ્રખ્યાત છે ને પીતાંબર ને જળપાત્ર અહીંઆના પ્રખ્યાત છે.

મીરત જીલ્લો—શહરાનપુર ( મુખ્ય શેહેર ) સરકારે આ શેહેરમાં પુષ્કળ વાડીઓ બનાવી છે ૨. રૂર્કિદોઆબમાં ઉચામાં ઉંચી જગાએ આવેલું છે અને ત્યાંથી ગંગાનું પાણી સીધી રીતે નીચલાં પ્રાંતોમાં થઇને જાય છે

ડહરાદનપ્રાંત—દહરા, સુરી, લાડોર.

કમાંઉનપ્રાંત—ઓલમોરા—કમાઉન પ્રાંતના મધ્યભાગમાં છે અને ત્યાં પથરનો મોટો જથો અને તેની પડોશમાં પથર પાટી બને છે નૈનીતાલ—તેજ નામના સુંદર સરોવર ઉપર તે શેહેર આવેલું છે. શ્રીનગર—પહેલાં આ પ્રાંતની રાજધાની હતી પણ હાલમાં પડી ભાગ્યું છે.

રોહીલખંડ પ્રાંત—બીજનો, મોરાદાબાદ, બુદોન, બરેલી, સાહાજાનપુર, આગ્રાપ્રાંત—મથુરાં,(ચેંડા) આગ્રા, મૈનપુરી ઈટાવા, કાસગંજ, ફરૂકાબાદ. જાહાંસીપ્રાંત-કાલ્ની, મહુ, લ-

લીતપુર, મહુમાં છાવણીછે અલ્હાબાદપ્રાંત—કાનપુર, ફતેહ-પૂર, અલાહબાદ, રાથ, જુઆનપુર, બંદા, રનું મથક છે. બનારસ—મીરજાપુર, બનારસ, ગાંઝીપુર, આજમગઢ, ગોરખપુર, ચુનાર. ગંગાના કીનારાપર છે ત્યાંના કીલ્લામાં ત્રીબંકજી દીંગલેને કેદ રાખવામાં આવ્યો હતો ગાજીપૂર ગંગાના કાહાપરછે ને ત્યાં પુષ્કળ ગુલાબના ઝાડ છે અને ત્યાં ગુલાબનું અતર સારૂં બને છે અને ૧૮૦૫ માં અહિયાં લોર્ડ કાર્નવાલીસ મરણ પામ્યો હતો;

## અયોધ્યા પ્રાંત.

ઉ. નેપાળ ને સઘળી દીશાએ વાવ્ય પ્રાંત છે નદીઓ. રામગંગા, સઈ, ગોમતી, ગોગ્રા, રાપતી.

શેહેરો—લખનાઉ, ગોમતી નદીને કાંઠે અયોધ્યાની રાજધાની અયોધ્યા—ગોગ્રા નદીને કાંઠે છે એમાં રામચંદ્રનો જન્મ થયો તેથી પવીત્ર ધામ ગણાય છે. ફૈજાબાદ એમાં કાપડ, ધાતુના વાસણ ને હથીયારોના કારખાનાથી વેપારનું ધામ ગણાય છે. રાયબરેલી, તેજ નામના પ્રાંતની રાજધાની છે. બાહરેચ, પ્રતાપગઢ, ગોંડા, સીતાપૂર વીગરે.

## બંગાળા ઇલાકો.

બંગાળાના મુખ્ય ચાર પ્રાંત કર્યા છે તેના નામ. સુધ્ય બંગાળા, બહાર, ઓરીસા ( ઓઢીયા ) છોટાનાગપૂર

સીમા. ઉ. નેપાળ, સીકીમ અને અંગ્રેજનો આસામ પ્રાંત પુર્વે મણીપુરનું દેસી રાજ્ય દ. બંગાળી ઉપસાગર, મદ્રાસ ઇલાકો પશ્ચિમે મધ્યપાંતો, રેવા. વાવ્યપ્રાંતોછે.

પર્વતો.—હિમાલય, રાજમહાલ, છોટાનાગપૂર, ઓઢીઆના ડુંગરો, સરોવર, ચીકલા.

નદીઓ. ગંગા, શોન, ગંડકી, કુશી, દામોદરા, ભાગીરથીં, હુગલી, બ્રહ્મપુત્રા, સુરમા, મહાનદી, વૈત્રરણી, બાભણી, રૂપાનારાયણ,, સુવર્ણ રેખા.

શેહેરો. કલકત્તા હુગલી નદીપર હિંદુસ્થાનની રાજધા
ની ને ત્યાં ગવર્નર જનરલ રહે છે. પટના પ્રાંત—પટના
અસલ પાટલીપુત્ર વેપારનું મથકછે. ગયા—જાત્રાળુ પોતા-
ના બાપનું સરાદસરાવે છે અને ગોતમ (બોધ ધર્મનો
સ્થાપનાર) તેણે આ શેહેરમાં પહેલ વેહેલો ઉપદેશ કર્યો. આ
રાહ—દરભાનગઢ, મુજફરપૂર, ચુપ્રા. ભાગલપુરપ્રાંત—માં-
ગીર ગંગાનદીપર, ભાગલપૂર (મુખ્ય છે) માલડાહ, ગોર,
કોઇ વખત બંગાળાની ભપકાબંધ રાજધાની હતી.રાજમહાલ

રાજશાહી અને કુચબહાર પ્રાંત—દીનાજપુર, રંગપુર,
પાબના, દારજીલીંગ (હવાંનું ઠેકાણું) જાલપેગુરી અને કુચબી-
હાર બોગ્રા એ કોરોતીઆ નદીને કાંઠે છે અને બ્રાહ્મણોને આ-
નદી ઓળંગવાને સાસ્ત્ર તરફથી મના છે, રામપુર, બોલીઆ.
સીરાજગંજ ઇલિકાનો ભાગ બ્રહ્માપોર,(મુર્શીદાબાદનું મુખ્ય)
મુરસીદાબાદ મુસલમાન રાજની રાજધાની અને તે ભાગી-
રથી નદી પર છે. હાલ પણ વેપારનું મથક છે. કાસીમ
બજાર રેશમના કારખાના વાસ્તે પ્રખ્યાતછે.

નુદીઆ અને જેસોર—કીશનગઢ નુદીઆની રાજધાની
જેસોર જેસોરની રાજધાની. સન્ટીપુર—સન્ટીપુર કીશનગઢની
દક્ષિણે હુંગલી નદીપર અને સુતરૂ લુગડા વાસ્તે પ્રખ્યાત
છે. નુદીઆ ભાગીરથી નદીપર અને સંસ્કૃત નીશાળો વાસ્તે
પ્રખ્યાત છે. અને બંગાળાની રાજધાની હતી. ઈ. સ.
૧૨૦૩ તે મુસલમાને જીત્યું હતું. પ્લાસી કલકતાની ઉત્તરે
ભાગીરથી નદી ઉપર નાનું ગામ છે આ શેહેર કલેવે મોટી
જીતથી ૧૭૫૭ માં તાબે કર્યું. અલીપોર—બંગાળા લેફ્-
ટેન્ટ ગવર્નરનું મથક અને ફોર્ટવિલિઅમથી ચાર મૈલને છેટે
છે ડમડમ લશ્કરની છાવણી છે. બરાકપુર કલકતાની ઉત્તરે
મોટું લશ્કરનું મથક છે. પોર્ટકેનીંગ મુતલા ઉપર અને રેલથી
કલકતા જોડે જોડાયલું છે. બર્ડવાન પ્રાંત—બર્ડવાન દામોદર

નદી ઉપર પૈસાદાર રાજાનું મથકછે. બાકુંરા ગળી બનાવવાના કારખાના છે, રાણીગંજ દામોદરા નદી ઉપર તેની પડોશમાં કોલસાની ખાણો છે. સુરી બરભૂમ પ્રગણાનું મુખ્ય મથક છે કલકતા બંધાવ્યા પહેલાં અંગ્રેજ લોકે ત્યાં કોઠી ઘાલી હતી. ચીનસુરા પેહેલાં વલંદા લોકોનું સંસ્થાન હતું. ચંદ્રનગર ચીનસુરાનીં દક્ષિણે ફ્રેંચનું સંસ્થાન સીરામપુર. હુરાહ—કલકત્તાને સામે રેલવેનું મોટું સ્ટેશન છે. ઓરીસાપ્રાંત—કટક મહાનદી ઉપર આ પ્રાંતની રાજધાની—બાલોર બંદર છે અને ત્યાંથી વહાણો જાય છે. પુરી જગનનાથ કીનારે નાનુ શેહેર છે ત્યાં જગન્નાથ મહાદેવની જાત્રા છે અને ત્યાં બુધ ને બ્રાહ્મણો વચ્ચે તકરાર ચાલી હતી. ઢાકકા પ્રાત—— બારીસલ ગંગા નદી ઉપર બખાર ગંજનું મુખ્ય શેહેરછે. ઢાકકા ગંગાનાકાંઠે જુનું શેહેરછે. અને તે મખમલને વાસ્તે પ્રખ્યાતછે અને અગાઉ મુસલમાન રાજની રાજધાની હતી. નારાયણપુર, ફરીદપુર, મેમાનસીંગ, કોમીલાહ ટીપરાનીરાજધાની.

ચીતાગોંગ—ચીતાગોંગ ચીતાગોંગ નદીને કાંઠે અને ત્યાંથી ચોખા ને સાગ પરદેશ ખાતે પુષ્કળ જાય છોટાનાગપુર—રાણુસીં, હજારીબાગ, ચૈબાશા અને પુરૂલીઆ.

## આશામ.

ઉ. ભુતાન દ. પ. બંગાળા. પૂ. મણીપુર. નદી—બ્રહ્મપુત્રા અથવા સાંપુ. શેહેર—ગોહત્તી. બ્રહ્મપુત્રા નદીપર રાજધાની. સીલ હેત (સીલહેટની રાજધાની) શીલોંગ બ્રહ્મપુત્રાને સુરમાના સંગમપર આવેલું છે. ગોઅલપારા તેજપુર, ગોલાઘાટ, સીબસાગર, ડીબરૂગર, સીલચર, મનીપુર.

## નેપાળ ને ભુતાનના બીજા પહાડી સંસ્થાનો.

એમાં નેપાળનું રાજ્ય સૌથી મોટું છે. ઉ. ટીબેટ. દ. વાવ્યપ્રાંત અયોધ્યા, બંગાળા પશ્ચિમે કમાઉન પૂર્વે ચી

ન. નદી—કુશી. શીખરો—એવરેષ્ટ, ધવળગીરી ગોવરી શંકર. નેપાળના શેહેરો—ખટમંડુ રાજધાની લલીતાપટ્ટણ, ગુરકા, મકવાનપુર વિગેરે. ભૂતાનના શેહેરો—પનખા ( રાજધાની ) ટયાસીટયુડન, તુંગસુ.

## પોર્તુગાલ ને ફ્રેન્સ સંસ્થાનો.

પોર્તુગાલ—દીવ દમણને ગોવા. ફ્રેંન્ચ—ચંદ્રનગર (બંગાળામાં હુગલીને કાંઠે) યાનાન ગોદાવરીને કાંઠે પોંદીચરી (રાજધાની)—કાલીકટ, માહી, મલબાર કાંઠે.

## લંકા.

આ બેટનો ઘણો ખરો ભાગ વલંદાને તાબે હતો પણ ઇ૦સ૦૧૮૧૫ થી આખો બેટ અંગ્રેજોના હાથ આવ્યોછે.

સામુદ્રધુની—પાક. બેટો—મનારને રામેશ્વર.

પર્વતો—પેદ્રા. તાલા ગલા, એલીઆ, આદમની ટેકરી.

નદીઓ—મહાવીલી ગંગા, કાવાની ગંગા, કાલુગંગા.

શેહેરો—કોલંબો પશ્ચિમકાંઠે મુખ્ય શેહેર તેમાં ગવર્નર રહે છે, તે બંદરમાં ૯૭ ફીટ ઉંચી દીવાદાંડી છે. કાંડી મધ્યમાંછે ને તે અસલની રાજધાનીહતી. ન્યુવારા, ઇલીઆ તે હવાને વાસ્તે મુખ્ય છે. ૪ ત્રીંકોમાલી ઇશાન કીનારે મોટું બંદર છે કે જેમાં સઘળું અંગ્રેજીનૌકાશન સહી સલામત રહે છે. ૫ જાફના લંકામાં સૌથી ઉત્તરમાં છે. પોઇન્ટડીગાલ એમાં યુરોપ, મુંબાઇ, કલકત્તા, ચીન, ઓસ્ટ્રેલિઆની આગબોટો અને ઘણા વહાણો એકઠાં થાય છે. ૭ એરીપો મોતી કાઢવાની મુખ્ય જગામાં તે મુખ્ય છે. ૮ પોઇન્ટપેદ્રો, ૯ નીગોંબો, ૧૦ કાલતુરી. ૧૧ માતુરા આ દરીઆ કાંઠે છે.

# प्रकरण ૬ ઠું

## બલુચીસ્તાન.

ઉ. અફગાનીસ્તાન. પૂ. હિંદુસ્તાન પ. ઇરાન. દ. અરબસ્તાન.

શેહેરો—ખીલાત, ઇશાનકોણે રાજધાની. કવીટાહ બોલોનના રસ્તાના આગળ છે. સોમીની દરીઆ કાંઠે બંદર ને ભભકાબંધ જગ્યાછે. ગંદાવા તેજ નદી કાંઠે. બલુચીલોકે મુસલમાન ધર્મ પાળે છે. તેઓનો ચાલ અફઘાનના જેવો છે પણ સુધારાપર આવે છે અહીંઆંના રાજાને અમીર કહે છે. નીકાશ ચામડાં તથા ઉન.

## અફઘાનીસ્તાન.

હદ. ઉ. તુર્કસ્તાન, પૂ. હિંદુસ્તાન. પ. ઇરાન. દ. બલુચીસ્તાન. રણ—સીરસ્તાન. અગ્નિકોણમાં રેતીનું રણછે.

નદી—કાબુલ સીંધુનેમળેછે. હેલમંદ ઝરાસરોવરને મળેછે

પર્વત—હિંદુકુશ, સુલીમાન, ખૈબરઘાટ સરોવર ઝરા.

શેહેરો—કાબુલ, કાબુલ નદીપર રાજધાની. જલાલાબાદ અફગાન વીગ્રહમાં તે શેહેરને સરરોબર્ટસેલે બચાવ કર્યો હતો. ગીઝની કાબુલની નૈરૂત્યકોણમાં મહમદ ગીજનવીની રાજધાની હતી. કંદહાર હેલમંડ નદીપરકિલ્લાબંધ પ્રખ્યાત શેહેર છે. હીરાત હરીહુડનદીને કાંઠે. લસ્કરની છાવણીને વેપારનું મથકછે. બલ્ખ. ઉત્તરમાં અગાઉ ભપકાબંધ શેહેર હતું. દુશાકને પેશાવર વિગેરે. આ દેશના લોકને અફગાન અથવા પઠાણ કહેવાવ છે. તેઓ બહાદુર તથા લડવૈયા છે ને મુસલમાન ધર્મ પાળે છે. આ દેશના લોક તેમના ખાન કે સરદારનો હુકમ માનેછે. નીકાસ—ઘોડાને મેવો.

## ઇરાન.

ઉ. એશિઆઈ તાતાર અને કારપીઅન સરોવર પૂ. અફગાનીસ્તાનને બલુચીસ્તાન. દ. ઇરાની અખાત. પ. એશિઆઇ તુર્કસ્તાન.

ભાગ—ઇરાકઅજમી, ખોરાસાન, આસ્ત્રાબાદ, માઝંદ્રાન. ઘીલાન, આઝરબીજાન, કેરમાન,, ખોજીસ્તાન, ફાર્સ અથવા

પાર્સ, કોહીસ્તાન, લુરીસ્તાન, લારીસ્તાન. નદીઓ-એંડામીર, કીઝીલ, ઓઝન, કરા, કારૂન, એરાઝ, એરેકસીસ.

પર્વત—એલ્બુર્ઝ દામાવેંડ સરોવર—ઉરમીઆં.

અખાત—ઇરાની. બેટો--કરક કીશ્મ હોરમઝ.

શેહેરો—૧ તેહેરાન ઉત્તરમાં એમાં ૧૭૭૦ માં રાજધાની થઈ છે. ૨ ઇપિસ્હાન- તેહેરાનની દક્ષિણે એ જુની રાજધાની છે. તથીજ વાવ્ય ખુણે દક્ષિણમાં મોટામાં મોટું ને સૌથી વધારે વેપારનું મથક અને હિંદુસ્તાન, ચીન રૂશીઆ જોડે વેપાર ચાલે છે. ૪ હમદન તેહેરાનની નૈરૂત્ય ખુણે અહીંઆ મીડીઆના રાજની અસલની અને પડી ભાગેલી રાજધાની હતી.

મજદ. મધ્યમાં આ શેહેર રેશમ, સુતરને ઉનના કારખાના વાસ્તે પ્રખ્યાત છે. ૬ મસદ વાવ્યખુણે બંદર છે. ૭ સીરાજ ઈરાની અખાતની પૂર્વે અહીઆ હાજી અને સાજી નામના ઈરાની કવીઓની કબરને જન્મભૂમીછે. અને આ શેહેરનો દારૂ આખી પૃથ્વીના ઘણા ભાગમાં વખણાય છે. ૮ પરસીપોલીસ સીરાજથી ૩૦ મૈલને છેટે પુરાતનને શોભીતું શેહેર હતું ને તે કયાની પાદશાહનું તખ્ત ટતું. ૯ રેસ્ટ કાસ્પીઅન સમુદ્રની પાસે વેપારનું બંદર છે. ૧૦ બાલફ્રુશ કાસ્પીઅન સરોવરની પાસે વેપારનું બંદરછે. ૧૧ બુશાયર. ઇરાની અખાતના ઉપર બંદર છે. અને હિંદુસ્તાન સાથે પુષ્કળ વેપાર ચાલેછે ૧૨ ગોમબ્રુમ (બંદરએબાસ) ઈરાની અખાતના મુખ આગળ બંદર છે ૧૩ ગ્વાદુર ઇરાનને બલુચીસ્તાનની સરહદ ઉપર તાતારનું મથકછે. ૧૪ અસ્રાબાદ. કાસ્પીઅન સરોવર·ઉપર. ૧૫ ઉરૂમીઆ. તેજ નામના સરોવર ઉપર જરતોસ્ટ પારસી લોકોનો પેગંબરઈ.સ. ૫૮૯ માં જન્મ્યો હતો. ૧૬ નકીલું. નાનુ શેહેર

મોતી કાઢવાની જગાને વાસ્તે પ્રખ્યાતછે. ૧૭ ખોઈ. તુર્કસ્તાની સરહદ ઉપર સુંદર શેહેર છે. ૧૮ કેસબીન કિલ્લાબંધ શેહેર છે. ૧૯ હરમાન લાકડાના વેપાર વાસ્તે પ્રખ્યાત છે. ૨૦ ૨૦ લાર. દારૂ, હથીઆર, રૂના કારખાના ને સુંદર બજાર વાસ્તે પ્રખ્યાત છે.

## અરબસ્તાન.

ઉ. તુર્કસ્તાન દ. અરબી સમુદ્ર ને ૫. રાતો સમુદ્ર પૂ. ઈરાની અખાત. પર્વત—હોરેબ, સીનાઈ. અખાત—સુએજ, અકાબા, એડન. સામુદ્રધુની—બાબલમાંડપ, સુવેજ.

ભુસીર—રાસઅલહદ.બેટ—બેહેરીંગ, પીરીમ, સોકાટ્રા

શેહેરો--મક્કા એ અરબસ્તાનની રાજધાની અહીં ૫૬૯ માં મહમદ પેગંબરનો જન્મ થયો હતો. તેથી લોકો હજ કરવા જાય છે ને અહીંઆ મુસલમાનની મસીદ છે. તેમા કોઈને પેસવા દેતા નથી. ૨ જીડા રાતા સમુદ્રમાં બંદર ને તેમાં ૧૮૫૮ માં ખ્રિસ્તિલોકને કાપી નાંખ્યા હતા ૩ મદીના એમા મહમદ પેગંબર ૬૩૨ માં મરણ પામ્યો હતો. તેથી એની કબર છે અને અહિઆં ૬૨૨ માં મક્કેથી નાહાસી આવ્યો, તે વખતથી હીજરી સન ચાલુ થયોછે. ઈંબો બંદરછે. ૫ સાના ઈમેનના રાજની રાજધાનીછે. ૬ મોખા બાબલમાંડપની સામુદ્રધુની પાસે કાફી, એલીઓ, લોબાન ને દાડમને વાસ્તે પ્રખ્યાત છે. ૮ હોદોડા સાનાનું બંદર છે. ૮ રીઆદ વાહાબી બાદશાહની રાજધાની મધ્યમાં છે. ૯ ૯ મસ્તક, અરબસ્તાનના મુખ્ય સરદાર ઓમાનના બાદશાહની રાજધાની અને એ વેપારને વાસ્તે પ્રખ્યાત છે. એડન. રાતા સમુદ્રના મુખ આગળ અને અંગ્રેજ લોકને તાબે છે ૧૨ દરેહી વરાહી લોકની રાજધાની છે એને ઈબ્રાહીમ બાદશાહે ૧૮૧૯ ની સાલમાં નાશ કરી નાંખ્યો.

૧૩ મકાલા. ૧૪ સેરતક, ૧૫ સોહાર, લેક્સા, ૧૭ અંકાબા, ૧૮ તોર વિગરે શેહેરો છે. ૧૯ લોહીઆ બંદર છે.

આ દેશ મોટોછે ને દરિયા કિનારે ફળદ્રુપ જમીનછે, અને મધ્યમાં રેતાળ મેદાન. અહીં અરબી ભાષા બોલેછે.

નીકાશ—ખજુર, બાદામ, સોનામુખી, કાફી, એરંડીઉ, લોબાન, ઘોડા, ઉંટ, ગુંદર.

## એશિયાનું તુર્કસ્તાન.

ઉ૦ કાળો સમુદ્ર, પ૦ ભુમધ્ય સમુદ્ર, દ૦ અર્બસ્તાન, પૂ૦ ઇરાન અને કાકેસસ પર્વતનો મધ્યભાગ. એના મુખ્ય ચાર ભાગ કર્યા છે તેના નામ. ૧ એશિયા મૈનર; ૨ સીરીઆ અથવા અલજીરીઆ. ૩ ઇરાકઅરબી. અથવા તુર્કીકુર્દીસ્તાન. ૪ આરમીનીઆ.

પર્વતો—લીબનાન, તારસ, એરેરાટ, કાકેસસ, ઓલીમ્પસ, ઐદા, હરમોન તેઓર. બેટો—સૈપ્રસ ભુમધ્ય સમુદ્રમાં અંગ્રેજને તાબે છે. રોડસ, સામોસ, કોસ શીઓ, મૌતીલીન. નદી—કીઝીલઇરિમાક, સકેરીઆ કાળા સમુદ્રમાં વહે છે મીંડર, હરમસ, સેરબત, આર્કીપેલેગોમાં વહેછે. ઓરાન્ટેસ એ ભૂમધ્ય સમુદ્રમાં વહે છે. જોરડન મૃતસરોવરને મળે છે યુફ્રેતીસ, કુર, તીગ્રીસ. ઇરાની અખાતને મળે છે. સરોવર—ગેલીલી, મૃતસરોવર, વાન.

અખાત—એકરનો. બંદરો—સ્મિરના, લટકીઆ, ત્રીપોલી, એકર, ત્રેબીઝાંડ, બસોરા. શેહેરો—૧ સ્મીરના, લઘુએશિઆની રાજધાની અને હોમરનો જન્મ થયો હતો. ૨ સ્કટારી બોસ્પોરસ ઉપર મોટું પ્રખ્યાત શેહેર છે. ૩ બ્રુસા, કોંસ્ટાંતીનોપલની દક્ષિણે ઓતોમાન પ્રાંતની પહેલાંની રાજધાની હતી.૪ કુટાવા સકેરીઆ નદી ઉપર એનેતોલીઆનું મૂખ્ય શેહેરછે ૫ આંગોરા મધ્યમાં રેશમી

વાળવાળા બકરાને વાસ્તે પ્રખ્યાતછે. ૬ સીનોપ કાળા સમુદ્રપર બંદરછે અને ૧૮૫૭માં રૂશીઆ અને તુર્કી જોડે લડાઈ થઈ તેમાં તુર્કી લોક હાર્યા હતા. ૭ ત્રેબીઝાંડ ગોરા લાંબા વાળવાળાં બકરાને વાસ્તે પ્રખ્યાતછે અને તે કાળા સમુદ્રમાં બંદરછે. ૮ કોનીહ ( ઇકોનીયમ ) અંગોરાની દક્ષિણે, એ શેહેરમાં ૧૮૩૨માં ઇબ્રાહીમ પાદશાહે તુર્કી લસ્કરનો પરાજય કીધો ૯ સીવાઝ રૂમની રાજધાની કીઝીલ ઈરમાક કાંઠે છે. ૧૦ તારસસ સીડનસ ઉપર અને ત્યાં એપોસ્ટલપોલની જન્મભુમીછે. ૧૧ અલેપો સીરીઆની રાજધાની ૧૮૨૨માં ધરતીકંપ થવાને લીધે પડી ભાગ્યુંછે. ૧૨ સ્કાંદરૂન (એલેકઝાંદ્રેટા ) અલેપો પાસે બંદરછે અને એલેકઝાંડર ધી ગ્રેટ (મહાન સીંકદરે ) વસાયુંછે. ૧૩ એન્ટીઓક ( આંટેકીઆ ) ઓરાન્ટેઝ નદીને કાંઠે જુના વખતનું પ્રખ્યાત શેહેરછે ૧૪ લટકીઆ બંદર તમાકુને વાસ્તે પ્રખ્યાતછે. ૧૫ ત્રીપોલી લીબનાનની તળેટીમાંછે અને ત્યાં ૧૮૬૪માં એકદમ દારૂ સળગી ઊઠવાથી નાસ પામ્યું હતું. પાલમૈરા ( તાડમોર ) હાલ નાશ પામેલું શેહેરછે. ૧૭ બાલમેક તેની પાસે નાશ પામેલુંછે ૧૮ દમાસ્કસ પાલેસ્તાનની ઈશાન કોણમાં દુનિઆમાં જુનામાંજુનું શેહેર અને ગુલાબને ત્યાંના દુમાસ્ક ને વાસ્તે પ્રખ્યાતછે. ૧૯ બેરૂત દમાસ્કસની પાસે સીરીઆના કીનારાપર મોટું બંદર છે. ૨૦ જેરૂસાલેમ જુડ્ઢા પ્રાંતની રાજધાની ને ચાર ટેકરી પર બાંધેલું ખ્રીસ્તી લોકનું પવીત્ર ધામને ઇશુ ખ્રીસ્તને યાહુદી લોકે એક પર્વત ઉપર સુળીએ ચડાવ્યો હતો અને ત્યાં મુસલમાન લોકની મશીદછે તે ઘણી સુંદર ને જોવા લાયકછે અને તેઓ તેણે મક્કાની મસીદ જેટલી પવિત્ર ગણેછે. અને દુનિઆમાં જુનામાં જુનું શેહેરછે.

૨૧ બેથલેહમ ત્યાં ઇસુ ખ્રીસ્તનો જન્મ થયો હતો ને જેરૂસલેમથી ૭ મૈલને છેટેછે. ૨૨ હેબ્રોન જેરૂસલેમની દક્ષિણે જુનુ શેહેરછે ૨૩ જેરીકો જોરડન નદી ઉપરછે ૨૪ નાઝેરામ અહીંઆં ઈશુ ખ્રીસ્તને લાવવામાં આવ્યો હતો ૨૫ તીબેરીયસ ગેલીલીના સમુદ્ર ઉપરછે ૨૬ સૈદા ( સીડન ) કીનારે બંદરછે ૨૭ તાયર સીડનની દક્ષિણે ને ત્યાં માછી રહેછે ૨૮ એકર એકરના અખાતની ઉપર ત્યાં ઘણા ઘેરા થયા હતા ૨૯ જાફા, ( જોપા ) જેરૂસલેમ પાસે બંદરછે ૩૦ ગાઝા પાલેસ્તાઇનને કીનારે વેપારનું મોટું બંદરછે ૩૧ અરજરૂમ આર્મીનીયાની રાજધાનીછે ૩૨ કારાઝ કીમીન, નો વીગ્રહ ત્યાં થયો હતો ૩૩ નીનેવાતીગ્રીસ નદી પર જુનું શેહેર છે. ૩૪ બાબીલન આ શેહેરના નૈનશ રાજાએ હિંદુસ્તાન જીતી લીધું હતું ને નૈનસની રાણી સીમીરામીસે ઘણી શોભાવધારી હતી અને હેરોડોટસ તેનું નીચે પ્રમાણે વર્ણન કરેછે.

બાબીલન યુફ્રેતીસના બે કાંઠે આવેલું છે અને નદીપર પુલ બાંધીને બન્ને કાંઠા ભેળવી દીધાં હતાં. શેહેરમાં જવા આવવાના પીતળના સો દરવાજા હતા, કીલ્લાની ભીંત ૩૬૫ ફીટ ઉંચી અને ૭ ગાડીઓ સાથે જાય એવી જાડી હતી ત્યાં સીકંદર પાદશાહની રાજધાની હતી. અને ઈ. સ. ૩૨૩ માં તે મરણ પામ્યો હતો ૩૫ હીલાહ યુફ્રેટીસ નદી ઉપર બગદાદની દક્ષિણે જુના બાબીલનનો નાશ થયો તે શેહેરના મધ્યમાં નાનું શહેર છે ૩૬ મોઝમ તીગ્રીસ નદી ઉપરની નેવાહની પાસે છે ને ત્યાંની મખમલ વખણાય છે ૩૭ ડીઆરબેકર ઉત્તરમાં તીગ્રીસ નદી ઉપર છે. ૩૮ ઓરફા ચાલ્ડીઝનું જુનુ શેહેર છે ને ઇબ્રાહીમ પાદશાહની જન્મભૂમી છે. ૩૯ બગદાદ તીગ્રીસ નદીપર કાલીફ બાદશાહની રાજધાનીને મોટા બજા-

ર વાસ્તે પ્રખ્યાત છે. ૪૦ બાસસોરા [બસરા] વેપારને વાસ્તે પ્રખ્યાત છે. ૪૧ તોકેટ વેપારનું મથક છે ૪૨ અઝરૂમ યુફ્રેત્રીસના મુળ પાસે છે. ૪૩ વાન તેજ નામના સરોવરપર છે. ૪૪ કારાહિસાર (કારા—કાલુ હિસાર કિલ્લો) અફીણનો કિલ્લો એમાં છે. ૪૫ હામાહ સીરીઆમાં સુંદર શહેર છે. ૪૬ સેલીફકેહ અને એદાલીઆની જગાઓ છે.

આ દેશની હવા ઘણી સારી તથા જમીન બહુ રસાળ છે આ દેશ પહેલાં ઘણો વખણાનો હતો ને જુની દુનીઆના પંકાએલા શેહેરો આ દેશમાં ઘણા છે અને તે નાશ પામ્યા છે પણ તેમાંના ખંડેરો હજી માલુમ પડે છે આ દેશમાં સીરીયા પ્રાંતની દક્ષિણે પાલેસ્તાન દેશ છે તેમાં પ્રથમ યાહુદી લોક વસ્તા હતા પણ હાલ પૃથ્વીના ઘણા ભાગમાં માલમ પડે છે. કાચનો શોધ પહેલાં આ દેશમાં માલમ પડયો હતો ને આ દેશના લોકો તુર્કી કેહેવાય છે પણ તેઓ મુગલ વંશના છે ને તેઓ મુસલમાન ધર્મ પાળે છે ને તેઓ યુરોપી તુર્કસ્તાનના સુલતાનને તાબે છે.

નીકાશ—અંગારા નામના બકરા, તેના વાળની સારી કામળીઓ, રેશમી ને સુતરાઉ કાપડ, ગલીચા, રૂબાર્બ, જાડા ચામડા.

## તાતારદેશ.

સરોવર—કાસ્પીયન, આરલ, બલકાશ.

નદીઓ—જીહુન, આમુ (ઓકસસ) સીરદરીઆ (સીહુન) બંને આરલ સરોવરને મળે છે.

પર્વતો—હિંદુકુશ, બેલુરતાગ, થીઆનસાન.

શહેરો—બુખારા ઘણી મુસલમાની નિશાળો ને મસીદો વાસ્તે પ્રખ્યાત છે. ૨ બલ્ખ એ પહેલા ઇરાનના રાજ્યની રાજ-

ધાનીનું શહેર હતું અને પારસી લોકનો પેગંમ્બર જરથોસ્થ આ શહેરમાં તેણે પહેલ વહેલાં પોતાનો ધર્મ પ્રગટ કર્યો હતો અને કેટલાકના કેહેવા પ્રમાણે આ શેહેરમાં તેની જન્મભુમી ગણાય છે. ૩ ખીવા જીહુ નદી પર વેપારનું મથક છે. ૪ સમરકંદ મોગલ બાદશાહના વખતનો તેમુર થઈ ગયો તેની રાજધાની હતી આ દેશના લોકને મોગલ કહે છે તેઓ મુસલમાન ધર્મ પાળે છે તેઓ ફરતા ફરે છે, જંઘીસખાને તૈમુર આ દેશના હતા. જંઘીસખાએ હિંદુસ્તાનંપર ચઢાઈ કરી સીંધુ આગળ દશ હજાર હિંદુઓને કતલ કીધા. ને ૧૩૯૮ માં તૈમુરે દીલ્લીપર ચઢાઈ કરીને શેહેરો બાળ્યા ને લુટચા ને લાખો હિંદુને મારી નાખ્યા ને મુગલ લોકોએ આગળ જતાં હિંદુસ્તાનપર અમલ કર્યો તેમાં સાચો અકબર નીકળ્યો હતો વેપારની જણસો, રેશમ, સુતર, રૂ, ઉન, ઢોર, ઘેટાં, ચામડાં છે.

## ચીનાઈ તાતાર.

ભાગો—માનચુરીઆ, માંગોલીઆ, નાનુ બખેરીઆ, કોરીઆ. પર્વતો—આલતાઇ થીઆનશાન. નદીઓ—આમુર (સગેલીઅન) યારકંદ, લોબનોરમાં વહે છે ૩ જાબ કામ માંગોલીઆમાં છે. સરોવરો—લોબનોર, તેમુકું સરોવર ઉબુસાનોર, કોકોનોર (આસમાની સરોવર) રણ—ગોબી

દ્વીપકલ્પ—કોરીઆ છે. બેટ—સગેલીઅન. શેહેરો—યારકંદ નાના બખેરીઆમાં એજ નામની નદી ઉપર છે અને તે ચીનાઈ તાતારની રાજધાની ને ત્યાં સારો ઘોડાનો વેપાર ચાલે છે. ૨ કાસગર વેપારનું શેહેર છે. ૩ કીરીન ઉલા. માનચુરીઆનું મુખ્ય શેહેર છે. ૪ ઉગો મોંગોલીઆનું મુખ્ય શેહેર છે ને બેકલ સરોવરની દક્ષિણે છે. કીંગકિતો કોરીઆની રાજધાની છે. રૂશિઆએ તાતારનો કેટલોક ભાગ

ઞં જીતી લીધો તેને રૂશીઆઈ તાતાર કહે છે. તેની રાજધાની તાસકંદ છે.

## રૂશીઆ.

એના ત્રણ ભાગ પાડયા. ૧ કાકેસસ પર્વતની દક્ષિણનો મુલક ૨ સૈબીરીયા, ૩ તાતારનો ઉત્તર ભાગ.

પર્વતો—આલતાઈ, આલડન, યાબ્લોનો કાકેસસ. યુરલ. નદીઓ—ઓબી, લીના, એનીસી, યુરલ, ઈરતિસ, ઓબીની દગાલ. ઓરાસકર.

સરોવર—બેકલ, સાની, એરીવાન, ભુસીર—સેવરો. પુર્વે ભૂશીર, લોપાટસ્ક. અખાત—ઓબી અનાદીન.

શેહેરો—તોબોલસ્ક, ઈર્તિસ નદી ને તોબોલ નદીના સંગમપર મુખ્ય રાજધાનીનું શેહેર છે. ઇર્કુત્સ્ક એલીના નદી ને અંગારાના સંગમ પર છે ને સૈબીરીઆની રાજધાની. ૩ યાકુત્સ્ક લીના નદી પર. ૪ ઓખોત્સ્ક તેજ નામના સમુદ્ર પર છે. ૫ પેત્રા પાલૌસ્ક કામસ્કાટકા પ્રાંતની રાજધાની ૬ ઓમીસ્ક ઓબીની સાખા ઉપર, ૭ તોમ્સ્ક ઓબીની શાખા ઉપર. ૮ કીઆકતા ચીનાઈ તાતારની હદ ઉપર. ૯ બનાઉસ્લ નદી ઉપર. ૧૦ નીકો લેઈબ્સ્ક આમુર નદીના મુખ આગળ છે. ૧૧ બ્લેગોવેસ્કેસ્ક આમુરસ્કેઆની રાજધાની. ૧૨ નરત્ચીન્સ્ક પૂર્વે સૈબીરીઆનુ મથક છે. ૧૩ ચીતા ત્રાન્સબેકલ નામના ખંડીઆ મુલકની રાજધાની. ૧૪ યેનીસીસ્ક વારસીક મોટાં મેળા ભરાય છે. અને વેપારનું મથક છે. ૧૫ રોમી પોલેતીક તેજ નામના નવા રાજની રાજધાની છે. કાકેસસના દક્ષિણના મુલકના શેહેરો ૧૬ તીફલીસકર નદી પર ને જોર્જીઆની રાજધાની. ને ગરમ પાણીની હમામોને વાસ્તે પ્રખ્યાત છે. ૧૭ પોટી કાળાસમુદ્ર પર રેલવેથી તીફલીસથી જોડાયેલું છે. ૧૮ એરીવાન તેજ

નામના સરોવર પાસે ૧૯ બકુ કાસ્પીઅન સરોવર પર છે. ૨૦ ક્યાકતા ચીનાઇ તાતારની હદ પર.

આ દેશમાં કેટલાક દીવસ સૂરજ ઉગતો નથી ને રાત બહુ લાંબી હોય છે ત્યારે લોકભોંયમાં ભોંયરા કરીને રહે ને માંહે દેવતા રાખે ને ચામડાના ડગલા પહેરે છે. ને કંઈ પાકતું નથી આ દેશના લોકને રૂશ અથવા રૂશીઅન કહે છે ને તેઓ અભણુને જંગલી છે આ દેશના લોક ગ્રીકધર્મ, મુસલમાન, મુર્તીપુજન વીગરે ધર્મ પાળે છે.આ દેશ ઉપર જે અમલ કરે છે તેને ઝાર કહે છે.

નીકાશ—સોનુ, રૂપુ, જનાવરના વાળ.

## ચીનદેશ.

ઉ. સૈબીરીયા પ. કાસગારીઆ અને કાશ્મીર દક્ષિણે હિંદુસ્તાન હિંદી ચીનપૂર્વે પાસીફીક

આ દેશનાં ૧૮ તાલુકા કર્યા છે તેના નામ ૧ પીચીલી ૨ સેનટંગ ૩ કીઆગસુ. ૪ ચીકીઆગ ૫ કોંકીગ ૬ કુવેંગટંગ આ છ ભાગો યુરોપીઅનથી જાણીતા છે.

પર્વત—થીઆનશાન કુવેનલુન. નદીઓ—ચુકીઆંગ (કંતાન) હોઆગહો, યાંગસેક્યાંગ, પેઇહો. અખાત—પીચીલી ને તેહલીનવાન સરોવરો—તંગતીગહુ, પોયંગહુ, તેઇહુ, હોંગસેહુ, બેટો—હેનાન, ફારમોસા, ચુસન, લુચુ, મકાઉ હોંગકો. શેહેરો—પેકીંગ પેઇહો નદીપર રાજધાની છે. ૨ નાનકીંગ યાંગસેક્યાંગ નદીઉપર રેશમ, શાટીન, કાગળ બનાવવાને કારખાનાંછે ૩ કંતાન તેજ નદી ઉપર ત્યાં પરદેશી લોકોને ૧૬૮૫ થી ૧૮૪૨ સુધી પરદેશી નું મથક છે ત્યાં ચાહ ને ખાંડ અને ચીનાઈ વાસણ બીજા દેશ ખાતે મોકલવામાં આવેછે અને અફીણના વેપારનું મથકછે આમોય ફારમોસા બેટમાં બંદરછે, ફુચુ, નીંગપો-

રેશમના વેપારને વાસ્તે પ્રખ્યાતછે શાંગહાય યાંગસેકયાંગના મુખ આગળ ચીનનુ બંદર છે હાંકાઉ યાંગસેકયાંગ પર મોટું વેપારનું બંદર છે એજ બેટનુ શેહેર છે સીએનશન પેઇહો પર પેકીનનું બંદરછે ચેપુ સીએનશનની અગ્નીકોણમાં છે. સ્વેટો પરદેશી વેપારને વાસ્તે કંતાનનીપુર્વે છે યુનાન પશ્ચીમમાં બ્રહ્મદેશ સાથે વેપાર ચાલેછે મકાઉ કંતાનના મુખ આગળ પોર્તુગીઝ લોકને તાબે છે વોચેંગફુ પ્રાંતની રાજધાની છે નાંનચેંગ કેન નદી ઉપર કીઆંગસીની રાજધાની ને ચીનાઈ વાસણનાં કારખાનાં છે ચેંગસા હેંગ નદી ઉપર હુનાન પ્રાંતની રાજધાની તુંતીંગ નામના સરોવરની પાસે છે ચીંગતુ મીન નદી ઉપર સુંદર ઈમારતોને વાસ્તે પ્રખ્યાત છે કૈફંગ હોનાન પ્રાંતની રાજધાની અને યાહુદીઓ ચીનમાં અહીંઆં રહે છે લાંનચોં કેનસુ પ્રાંતની રાજધાની અને તીબેટ સાથે વેપાર ચાલે છે સીગાંન સેન્સ પ્રાંતની રાજધાની વેઇહો નદી ઉપર અને અગાઉ ચીનની રાજધાની વરસ ૧૦૦૦ કરતાં વધારે હતી. અને તે પેકીંગ જેવું પ્રખ્યાત છે તેંચુચેન સાન્સેની રાજધાની ફુએહો નદી પર ત્યાં ચીનાઈ વાસણ બનાવવાનાં કારખાનાં છે.

પૃથ્વિપર બધા દેશો કરતાં આ દેશ વસ્તીમાં મોટોનેતેમાં ૩૫૦૦૦૦૦૦૦ માણુસની આશરે વસ્તી છે

નીકાસ—ચા, ખાંડ, સાકર, રેશમ, ચાંદી, કપુર, મનોહર રેશમી કાપડ સુતરૂ કાપડ રમકડાં ચીનાઈ વાસણ કાગળ રેશમની છત્રીઓ ફટાકાની પેટીઓ વીગેરે.

## તીબેટ.

આ દેશના બે ભાગ છે ચીનાઈ તિબેટ, સ્વતંત્ર તિબેટ

પર્વતો—કૈલાસ હીમાલય.

પર્વતો—કૈલાંસ, હીમાલય.

નદીઓ—સીંધુ, બ્રહ્મપુત્રા,સતલજ,ગંગા,ઈરાવત ફોંગ કામ્બોડીયા યાંગસેકયાંગ હોઆંગહો સરોવર—તેગ્નુર પાલતેજ રાવણહૃદ ને માન શેહેરો—લાસા બૌધ ધર્મનું મથક છે લાડેક ( લેહ ) સ્વતંત્ર તીબેટની રાજધાની ગારતોપ વેપારનુ મથક છે તેસીત્સુદન એ ભુતાન કે જેનો થોડાક ભાગ તિબેટને તાબે છે તેની રાજધાની.

## હિંદીચીન

૯. ચીન ને તીબેટ ૫. હિંદુસ્તાન ને બંગાળાંનો ઉપસાગર ૬. પૂ ચીનદેશ એના ચાર ભાગ કર્યા છે. બ્રહ્મદેશ, સીયામ, મલાખાં, કોચીનચીન.

## બ્રહ્મદેશ.

આશામ, આરાકાન ને તીતાસરીમ પ્રાંતો ઇ૦ સ૦ ૧૮૨૬ માં અંગ્રેજે રાજકનેથી જીતી લીધાં અને ઇ૦ સ૦ ૧૮૫૨ માં પેગુ નામે પ્રાંત જીતી લીધો.

નદીઓ.-ઈરાવતી, સાલપીન.

શેહેરો.-માંદલેજ, ઇરાવતી નદીપર રાજધાનીછે આવા, સેગન ઇરાવતીને કાંઠે જુની રાજધાની હતી. અમરપુર, કેટલાક લોક બ્રહ્મદેશની રાજધાની માને છે. ૫ માકસોબા ૬ ભામો ઉત્તરમાં છે ૭ રંગુન ઈરાવતીને કાંઠે બંદર છે ૮ પ્રોમ પેગુમાં પ્રખ્યાત શેહેર છે ૯ બાસીન ઈરાવતીને કાંઠે છે ૧૦ તોંગહુ સીટંગ પર લશ્કરની છાવણી છે ૧૧ હેનઝાડા ઈરાવતીના ઉત્તર તરફ છે ૧૨ ઘેટ માયો ઈરાવતી પર લશ્કરની છાવણીની છે ૧૩ મીડે ૧૪ અકીઆબ કુલાદનના મૂખ આગળ ને ત્યાંથી ચોખા પરદેશ જાય છે ૧૫ ખીઅક ફુરામરી બેટની રાજધાની ને સુંદર બંદર છે ૧૬ એંગ તે-

જ નામની નદી ઉપર છે ૧૭ સેડોવે દક્ષિણે છે ૧૮ મુ-લમૈ સાલવેનના મુખ આગળ ને સાગના લાકડાના વેપારને વાસ્તે મૂખ્ય બંદર છે ૧૯ તેવોય, મરગ્વાઈ ૨૦ આરાકાન અંગ્રેજને તાબે છે ૨૧ ચીતાગોંગઈ૦સ૦ ૧૭૬૦માંબ્રહ્મદેશના રાજા પાસેથી અંગ્રેજોને પાછુ તો તેથી તે વાહાણ બાંધવાને વાસ્તે પ્રખ્યાત છે ૨૧ માર્તાબાન તીનાસરીમ પ્રાંતને ૧૮૨૬ માં અંગ્રેજોએ જીતી લીધું.

## સિઆમ.

નદી—મૈનામ, કેમ્બોઝા.

અખાત—સીઆમ.

શેહેરો—બાંકોક મૈનામ નદીને કાંઠે છે. યુથીઆ પેહેલાની રાજધાની.

## મલાયા.

મલાકકાને વેલેસ્લી. અંગ્રેજોને તાબે છે.

બેટો—પીનાંગ, સીંગાપુર.

સંયોગીભુમી—ક્રોની.

સામુદ્ધુની—મલાકકા.

શેહેરો—મલાકકા અંગ્રેજને તાબે છે. સીંગાપુર તે જ બેટની રાજધાની છે, જોર્જટાઉન પીનાંગ બેટની રાજધાની છે.

## કોચીનચીન.

નદીઓ.—કામ્બોડીઆ શેહેરો—સાઇગોન, મીકોંગ પર રાજધાની છે, હ્યુ ફ્રાંન્સ તાબાના કોચીનચીનની રાજધાનીછે કેસો સેગકો નદીપર તોંકવીનની રાજધાનીછે. ઉદોંગ કામ્બોડીઆપર છે.

## જાપાન.

હદ. પ. જાપાની સમુદ્ર ઉ. પૂ. દ. પાસીફિક મહાસાગર જાપાનના રાજ્યમાં ચાર મુખ્ય ટાપુઓ છે તેના નાંમ નીફોન, જેસ્સો, સીકોક, કીસ્યુ આ દેશપર બે રાજાઓનો અમલ છે. શેહેરો—યદો ( ટોકીઓ, જેડો ) નીફોન બેટમાં જાપાનની રાજધાની ને અહીયાંનાં રાજાને કોબા કહેછે યોકોહામા કાનેગેવાનીફોનના પુર્વે કીનારે બંદરો છે આ સાકાયદોથી ઉત્તરનું શેહેર છે મીઆકો (કીતો ) મીકાડોની રાજધાની છે પૃથ્વીપર અહીંઆ મોટા મોટું ઘડીયાળ છે નાગાશાકી કીસ્યુ બેટમાં બંદર છે. હીઓનો ઓસાકાનું બંદર છે ) મેટસમે, હેકોડેટ સીકયુનાં—ટોસા, આવા કીસ્યુ કુમાસીમા વિગેરે.



## પરચુરણ સવાલ જવાબ.



સ—એશિયામાં સૌથી મોટામાં મોટી નદી કઇ છે?
જ—યાંગસેકયાંગ.
સ—એશિયામાં સૌથી મીઠાં પાણીનું સરોવર કયું છે?
જ—બેકલ સરોવર.
સ—એશિયામાં સૌથી ખારાપાણીનું સરોવર કયુછે?
જ—કાસ્પીયન.
સ—એશિયામાં સૌથી મોટામાં મોટો પર્વત કયોછે?
જ—હિમાલય.
સ—એશિયામાં મોટામાં મોટું મેદાન કયુ છે?
જ—તિબેટ.

સ—આલતાઈ પર્વતમાં ઉંચામાં ઉંચી ટેકરી કઈ છે?
જ—બૈલુખાં.
સ—એશિયામાં મોટામાં મોટો દેશ કયો છે?
જ—એશિયાઈ રૂશિયા
સ—એશિયામાં વસ્તીમાં કયો દેશ મોટો છે?
જ—ચીનદેશ
સ—એશિયામાં સર્વથી ઉત્તર બિંદુ શું છે?
જ—કેપસિવીંશ
સ—એશયાનું સૌથી દક્ષિણબંદૂ કયુ છે?
જ—કેપરોમાનિયા.
સ—એશિયામાં સર્વથી પૂર્વ બીંદુ કયું છે?
જ—પૂર્વ ભૂશિર.
સ—એશિયામાં સર્વથી પશ્ચિમ બીંદુ કયું છે?
જ—કેપબાબા.
સ—હિંદુસ્તાનમાં સર્વથી દક્ષિણ બિંદુ કયુ છે?
જ—કેપકોમોરિન. (કન્યાકુમારિકા).
સ—હિંદુસ્તાનમાં સર્વથી પશ્ચિમ બીંદુ કયું છે?
જ—કેપમોન્ઝ.
સ—હિંદુસ્તાનમાં સર્વથી લાંબામાં લાંબી કયી નદીછે?
જ—સીંધું.
સ—હીંદુસ્તાનમાં સર્વથી મોટામાં મોટી નદી કઈ છે?
જ—ગંગા.
સ—હિંદુસ્તાનમાં સર્વથી મોટામાં મોટું કયું શેહેરછે?
જ—કલકત્તા.
સ—હીંદુસ્તાનમાં સર્વથી વસ્તીમાં કયુ શેહેર છે?
જ—કલકત્તા.
સ—એશિયામાં સર્વથી વેપારમાં કયું શેહેર છે?
જ—કલકત્તા.

સ—એશિયામાં સર્વથી ઠંડામાં ઠંડો કયો દેશછે?
જ—રૂશિયા.
સ—એશિયામાં સર્વથી ગરમમાં ગરમ કયો દેશછે?
જ—બ્રહ્મદેશ.
સ—એશિયામાં સર્વથી ઉંચામાં ઉંચી જગાએ કયું સરોવર છે?
જ—પાલ્ટે
સ—એશિયામાં સર્વથી નીચામાં નીચી જગામાં કયું સરોવર છે?
જ—મૃત.
સ—એશિયામાં સર્વથી ખારામાં ખારૂં કયું સરોવરછે?
જ—મૃત.
સ—હીંદુસ્તાનના પશ્ચિમ કિનારાથી પૂર્વ કિનારા સુધીમાં બંદરો કયા છે?
જ—કરાંચી, માંડવી, દીવ, ઘોઘા, ખંભાત, ભરૂચ, સુરત, મુંબઇ, રત્નાગીરી, વીંગુરાના, પાંજીમ (નવું ગોવા), કારવાડ, કુમટા, માંગરોલ, કાનાનોર ટલીચરી, કાલીકટ, બેપુર, કોચીન, એલીપી, કવીલન, તુતીકોરીન, નાગાપટણ, ત્રાંકવીબાર, કદલોર, પાંડીચરી, મદ્રાસ, મછલીપટણ, કોરીંગા, કોકાનદા, વિશાગપટ્ટમ, બિમીલીપટ્ટમ, ગોપાળપુર, પુરી (જગન્નાથ) બાલાસુર, કલકત્તા, ચીત્તાગાંગ, અકીયાબ, રંગુન, ગુલમૈન, ટીવોય અને મરગ્વાઈ.
સ—આ બંદરો શા વાસ્તે પ્રખ્યાત છે?
જ—કરાંચીમાં લશ્કરની છાવણી છે. માંડવીથી ઘણા વહાણો પરદેશ ખાતે જાય છે. દીવ પોર્તુગીઝને

તાબે છે. ઘોઘા રૂ પરદેશ ખાતે જાય છે. ખંભાત હકીકના પથરાં અને સુતરફેણી સારી અને છે. અને તે જુનું શેહેર ત્યાં નવાબનું રાજ્ય છે. ભરૂચ જુનામાં જુનું શેહેરછે. ત્યાંથી પરદેશ ખાતે રૂ જાય છે. સુરત આ શેહેરની પાપડી અને ખરફી સારી વખણાય છે. અને ઇંગ્રેજે (સન ૧૬૧૨ ની સાલમાં કોઠી ઘાલી હતી. મુંબાઈ બેટ આખા હિંદુસ્તાનમાં સર્વથી શ્રેષ્ટ બંદર છે આ શેહેરમાં જુદી જુદી જાતના લોકો વસે છે આ શેહેર પાણી બહુ ખરાબ હતું પણ સરકારે વિહાર અને તુળશી એબે સરોવરમાંથી નળને માર્ગે હરેક ઘરમાં પાણી આપેલું છે. અહીઆં કોટ અને બાહાર કોટ એ બે છે. કોટમાં ટાઉનહાલ. એલફીસ્ટન, સ્કુલ જોદી, ટંકશાળ, કોલાબાની દોવાદાંડી, વૈદકશાળા યુનીવરસીટી હોલ અને રાજાભાઈનો મીનારો. બહારકોટમાં જોવા લાયક જગ્યા ક્રાફર્ડ મારકીટ, રાણીનો બાગ, સંગ્રહસ્થાન છે. એલફીસ્ટન કોલેજ ગોવા પોર્ટુગીજને તાબે છે માંગલોર સોપારીને વાસ્તે પ્રખ્યાતછે. કાનાનોર મરી, સાગ, અને નાળિએર પરદેશ ખાતે જાય છે. ટલીચેરી મરી, એલચી અને સુખડના લાકડાનો પુષ્કળ વેપાર ચાલે છે જગન્નાથ મહાદેવની જાત્રા છે. કલકત્તા હિંદુસ્તાનની રાજધાની છે.

સમાપ્ત.